આયુર્વેદનાં દાર્શનિક

તથા

સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો

# અભ્યાસ




લેખક અને પ્રકાશક:

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી-તંત્રી, આયુર્વેદ વિજ્ઞાન

ઠે. ઝંડુ ફાર્માસ્યૂટીકલ વર્કસ, સયાનીરોડ, મુંબઈ નં. ૧૪



આવૃત્તિ ૧ લી — સંવત ૧૯૮૭

પ્રત ૨૦૦ — સને ૧૯૩૧

કીંમત ૦—૪—૦

૧૫૯૬૩

# આયુર્વેદ અને દર્શનો

## ઉપોદ્‌ઘાત.

क ૧ તત્ત્વજ્ઞાન પેઠે વિજ્ઞાનનો પ્રયત્ન વિશ્વનો સંપૂર્ણ ખુલાસો કરવાનો નથી. પણ વિશ્વના એક દેશનો અમુક એક જ દૃષ્ટિએ ખુલાસો કરવાનો ભિન્ન ભિન્ન વિજ્ઞાન શાખાઓ પ્રયત્ન કરે છે. પરિણામે ભિન્ન ભિન્ન વિજ્ઞાન શાખાઓ પરસ્પર સંબદ્ધ અને પરસ્પરાશ્રિત હોય છે. વૈદું એક વિજ્ઞાન શાખા છે, અને સ્વાભાવિક રીતે જ અનેક વિજ્ઞાન શાખાઓનો તેને આશ્રય લેવો પડે છે. આ જમાનામાં આધુનિક વૈદકને પદાર્થશાસ્ત્ર (Physics), રસશાસ્ત્ર (Chemistry), પશુવિદ્યા (Zoology), પ્રાણીવિદ્યા (Biology) વગેરે વિજ્ઞાન શાખાઓ સાથે ગાઢ સંબંધ છે અને વૈદક શીખવા ઇચ્છનારને આ વિજ્ઞાન શાખાઓનું કેટલુંક જ્ઞાન આવશ્યક ગણાય છે. એ જ રીતે આયુર્વેદને એ સમયનાં દર્શનો (જેમાં પદાર્થશાસ્ત્ર, સૃષ્ટિવાદ, માનસશાસ્ત્ર (Psychology) વગેરેનો સમાવેશ થાય છે) સાથે ગાઢ સંબંધ હતો. આયુર્વેદના કેટલાક મૌલિક સિદ્ધાન્તો એ વખતની દાર્શનિક માન્યતાઓ ઉપરથી ઘડાયા છે. પ્રાચીન દાર્શનિક માન્યતાઓ આધુનિક વૈજ્ઞાનિક દૃષ્ટિએ કેટલી મૂલ્યવાન્ છે એ પ્રશ્ન અહીં અપ્રસ્તુત છે. પણ આયુર્વેદાચાર્યોએ પોતાના સમયનાં બહુ માન્ય દાર્શનિક (દાર્શનિક સત્ય અને વૈજ્ઞાનિક સત્ય એવો ભેદ એ સમયે નહતો એ કહેવાની જરૂર નથી.) સત્યો ઉપર પોતાના સિદ્ધાંતો રચવામાં શુદ્ધ વૈજ્ઞાનિક દૃષ્ટિ જ વાપરી છે, એની ના પડાય એમ નથી. આયુર્વેદાચાર્યોએ કઇ કઈ દાર્શનિક માન્યતાઓ સ્વીકારી છે એ વિગતવાર જોવાથી તેઓની વૈજ્ઞાનિક અને વ્યવહારૂ દૃષ્ટિનો સાચો ખ્યાલ આવશે.

क ૨. શ્રી. દાસગુપ્ત[1] અને તેને અનુસરીને શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા[2] ચરકના તત્ત્વજ્ઞાનમાં અમુક સમયનો સાંખ્યવાદ છે એમ કહે છે એ મને ચરકનાં વચનોનો વિચાર કરતાં તથા પ્રાચીન દાર્શનિક સાહિત્ય સાથે એ વચનોને સરખાવતાં યથાર્થ નથી લાગતું.

આ વિષયની સ્વતંત્ર ચર્ચા કેવળ ચરક અને સુશ્રુતમાં જ મળે છે. ભેડના ત્રુટિત કટકાઓને ગણતરીમાં લેવાની જરૂર નથી અને વાગ્ભટ્ટ વગેરે

૧ જુઓ A History of Indian Philosophy Vol. I p. 213.

૨ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ

પાછળના ગ્રન્થોમાં સ્વતંત્ર દાર્શનિક ચર્ચા નથી. ચરક સુશ્રુતને પણ પરસ્પર સરખાવતાં સુશ્રુત મુખ્યત્વે સાંખ્યકારિકાને અનુસરે છે. પણ ચરક સાંખ્ય, વૈશેષિક, ઉપનિષદ, ન્યાય, મહાભારત, બૌદ્ધ વગેરે એ વખતે પ્રચલિત દાર્શનિક મતોનો કૈંક કૈંક લાભ લઇને પોતાનો સુસંકલિત નહિ એવો પણ સ્વતંત્રવાદ રચે છે, અને એ વાદના પાયા ઉપર ત્રિદોષ વગેરે આયુર્વેદિક વાદોની ઈમારત ઉભી કરે છે.

क ૩ આ જમાનામાં નાડીતંત્ર ( nervous system )ના જ્ઞાનનો ઘણો વિકાસ થયો છે અને ઇંદ્રિય પ્રવૃત્તિ, માનસ પ્રવૃત્તિ વગેરેનો નાડીતંત્ર જ્ઞાનથી જે ખુલાસો થાય છે તેથી આધુનિક પાશ્ચાત્ય વૈદકને સંતોષ છે અથવા હતો, જો કે હમણાં પશ્ચિમમાં પણ માનસશાસ્ત્રનો સ્વતંત્ર વિજ્ઞાન તરીકે ઝડપથી વિકાસ થવા માંડયો છે અને વૈદકની કેટલીક શાખાઓમાં માનસશાસ્ત્રનું જ્ઞાન આવશ્યક ગણાય છે. પણ પ્રાચીન કાળમાં નાડીતંત્રનો વિશેષ વિકાસ થયો ન હતો અને માનસશાસ્ત્રનો ઠીક વિકાસ થયો હતો, તેમ પ્રાચીન આયુર્વેદાચાર્યો માનસિક ક્રિયાઓ અને અસરોને શારીરિક ક્રિયાઓ અને અસરો સાથે ઘણો સંબંધ છે એમ માનતા એટલે માનસશાસ્ત્રની ચર્ચાને આયુર્વેદમાં સ્થાન મળે એ સ્વાભાવિક છે.

### ચરક દર્શન

क ૪ હવે પ્રસિદ્ધ દર્શનો સાથે તુલના કરીને તથા વિગતથી ચરકની દાર્શનિક ચર્ચા અવલોકીએ. ચરક સંહિતાના લગભગ દશ અગીઆર અધ્યાયોમાં થોડી ઘણી દાર્શનિક ચર્ચા મળે છે. પણ એ માટેનો ખાસ અધ્યાય તો શારીરસ્થાનનો પ્હેલો અધ્યાય જ છે. તેથી એ અધ્યાયને મુખ્ય રાખીને બીજા અધ્યાયોનો પ્રસંગોપાત્ત ઉપયોગ કરીશું. ચરક શારીર અ–૧માં "ધાતુભેદથી પુરૂષના કેટલા ભેદ થાય છે?" વગેરે અગ્નિવેશે કરેલા પ્રશ્નોના બાર શ્લોકો છે. અને પછીના ૧૪૦ શ્લોકોમાં, પુનર્વસુ એ પ્રશ્નોનો જવાબ આપે છે. આપણે એ પ્રશ્નોના ક્રમમાં નહિ પણ તે તે વિષયનાં વસ્તુને સાથે લઈને, દાર્શનિક સંકલના સુગમતાથી સમજાય એ રીતે, વિચાર કરશું.

क ૫ **માનસશાસ્ત્ર અથવા અધ્યાત્મ દ્રવ્યગુણશાસ્ત્ર**––વૈદકશાસ્ત્રનું મુખ્ય લક્ષ્ય ચિકિત્સા પાત્ર માણસ હોય એ સ્વાભાવિક છે. સુશ્રુત સ્પષ્ટ કહે છે કે " આ શાસ્ત્ર ( આયુર્વેદ )માં પંચમહાભૂત અને શરીરી ( આત્મા )નો સંયોગ એ પુરૂષ કહેવાય છે અને એ જ ચિકિત્સા માટે અધિકૃત છે."

( સુશ્રુત–શા. અ–૧–૧૬ ).

પણ આ ચિકિત્સાધિકૃત પુરૂષ અથવા માણસ જીવતું હોવું જોઇએ, ચિકિત્સા જીવિત અવસ્થામાં જ સંભવે, એટલે બીજી રીતે કહીએ તો આયુર્વેદમાં બધી ચર્ચા જીવતા શરીરની છે. શારીરનું વર્ણન શરૂ કરતાં ચરક

શરીરનું લક્ષણ કહે છે કે " પંચ મહાભૂતોના વિકારોના સમૂહ રૂપ અને ચેતનાધિષ્ઠાનભૂત તે શરીર. " ( ચરક–શા. અ–૬–૪ )

આ ચેતનાધિષ્ઠાનભૂત શરીરના અથવા ચિકિત્સાધિકૃત પુરૂષના પંચમહાભૂતોના વિકારરૂપ ભાગનો વિચાર[3] ચરકે શરીર વિચય નામના શારીર સ્થાનના છઠ્ઠા અધ્યાયમાં કર્યો છે.

ક ૬ ઉપર કહેલી વિચારશ્રેણીથી જોતાં અગ્નિવેશનો " પુરૂષ કેટલી ધાતુઓ ( તત્ત્વો )નો બનેલો છે " એ પ્હેલો જ પ્રશ્ન તદ્દન યોગ્ય લાગે છે. આ પ્રશ્નના જવાબમાં ચરક પોતાની ફીલસુફી સ્પષ્ટ કહે છે કે " આકાશ વગેરે પાંચ ધાતુઓ[4] અને છઠ્ઠી ચેતના ધાતુ મળીને પુરૂષ કહેવાય છે. અને માત્ર એક ચેતના ધાતુ પણ પુરૂષ કહેવાય છે. "

ચરક શા–અ–૧ શ્લો. ૧૪

ક ૭ આત્મા, પુરૂષ વગેરે શબ્દો જૂના વખતમાં એક કરતાં વધારે અર્થોમાં વપરાતા એટલે " પાંચ ધાતુઓ અને છઠ્ઠી ચેતના ધાતુ મળીને પુરૂષ કહેવાય છે " એ વાક્યમાં પુરૂષ શબ્દ માણુસના અર્થમાં વાપર્યો છે. અને પછીના વાક્યમાં કેવળ ચેતના ધાતુ–ચૈતન્ય–આત્મા, મન વગેરે અધ્યાત્મ તત્ત્વના અર્થમાં વાપર્યો છે.

અહીં ચેતના, મહાભૂત વગેરે તત્ત્વો માટે ધાતુ શબ્દ વાપર્યો છે. અને જૂના બૌદ્ધ સાહિત્યમાં મોટે ભાગે એ જ શબ્દ વપરાયો છે. પછી ષડ્ ધાતુ સમુદાય રૂપ માણુસ છે એ સિદ્ધાન્ત પણ બૌદ્ધોમાં પ્રચલિત હતો, પાંચ મહાભૂતો અને છઠ્ઠું વિજ્ઞાન એ છ તત્ત્વો માણુસમાં છે એમ ભગવાન્ બુદ્ધ સ્પષ્ટ કહે છે.[5] જો કે ચરકના ટીકાકાર એ વૈશેષિકમત છે એમ કહે છે પણ વૈશેષિક મતમાં તો સ્પષ્ટ, પાંચ મહાભૂતો ઉપરાંત આત્મા અને મન બેયને ગણાવ્યાં છે. ( જુઓ વૈ–સૂ–૧–૧–૯ ). ચરક આગળ ચાલતાં ષડ્ધાતુનો વિસ્તાર કરીને ૨૪ ધાતુઓ ગણાવે છે, પણ આયુર્વેદમાં ષડ્ ધાતુ સમુદાય રૂપ પુરૂષ છે એ માન્યતા પ્રાચીનતર અને વ્યાપક લાગે છે. સુશ્રુત પણ

---

૩ શારીર વર્ણન—Anatomical description

૪ મહાભારતમાં પણ મહાભૂતના અર્થમાં ધાતુ શબ્દ વપરાયો છે:—

त एते धातवः पञ्च ब्रह्मा यानसृजत् पुरा ।
आवृता यैरिमे लोका महाभूताभिसंज्ञिताः ॥ મ. શાં. અ.૧૮૨ શ્લો.૧

૫ જુઓ મહાનિદાન સુત્ત ( દીઘનિકાય )

oldenberg, 1882 p. 229.

સૂત્ર સ્થાન ( અ–૧ )માં અને શારીરસ્થાનમાં પંચમહાભૂત અને શરીરી ( એટલે છ ધાતુ )નો સમવાય પુરૂષ છે એમ કહે છે.

## સૃષ્ટિક્રમ

क ૮ હવે ચરક છ તત્ત્વોનો વિસ્તાર કરીને ચોવીશ તત્ત્વો શી રીતે કહે છે એ જોઇએ. ચરક કહે છે:–" વળી ધાતુભેદથી ( અર્થાત્ તત્ત્વોના જુદી જાતના વર્ગીકરણથી ) પુરૂષ ચોવીશ તત્ત્વોનો મનાય છે. મન, દશ ઇંદ્રિયો, (પાંચ) અર્થો અને આઠ ધાતુવાળી પ્રકૃતિ ( એ ચોવીશ તત્ત્વો ) " ( એજન ૧૫ ).

આઠ ધાતુવાળી પ્રકૃતિનું વિવરણ કરતાં ચરક કહે છે કે " મહાભૂતો– આકાશ, વાયુ, અગ્નિ, પાણી, પૃથિવી, બુદ્ધિ, અવ્યક્ત અને આઠમો અહંકાર " ( આ થઇ અષ્ટ ધાતુવાળી, પ્રકૃતિ–એજન ૬૧ )

આ રીતે પ્રકૃતિને અષ્ટ ધાતુકી કહેવી એ સાંખ્ય પદ્ધતિ છે. કારણ કે સાંખ્યશાસ્ત્ર ૨૪ તત્ત્વોમાંથી ૧૬ ને વિકૃતિરૂપ, ૭ ને પ્રકૃતિ વિકૃતિ રૂપ અને આઠમી પ્રકૃતિને કેવળ ( અવિકૃતિ ) મૂળ પ્રકૃતિરૂપ ગણે છે.[૬] એટલે મહદાદિ સાત પ્રકૃતિ રૂપ પણ હોવાથી તેઓને સાથે લઇને પ્રકૃતિને અષ્ટધાતુકી કહી શકાય. ચરક એ આઠે તત્ત્વોને ભૂત પ્રકૃતિ પણ કહે છે ( શ્લો. ૬૧ ) પણ વિગતોમાં ચરકનો વાદ સાંખ્યકારિકાથી સ્પષ્ટ રીતે જુદો પડે છે.

મહદાદિ પ્રકૃતિ વિકૃતિ છે એમ સાંખ્યકારિકા પેઠે ચરકે કહ્યું નથી, પણ એ મૌન મહત્ત્વનું નથી; કારણ કે મહદાદિ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે અને પછીનાં તત્ત્વોની પ્રકૃતિરૂપ છે એમ ચરકનાં વચનોનું તાત્પર્ય નીકળે છે ( જુઓ એજન શ્લો. ૬૪ ), પણ સાંખ્ય પ્રકૃતિ વિકૃતિરૂપ સાતમાં " મહત્, અહંકાર અને પાંચ તન્માત્રાઓ " ગણાવે છે.[૭] જ્યારે ચરક " અવ્યક્ત અથવા પ્રકૃતિમાંથી બુદ્ધિ ( મહત્ ), બુદ્ધિમાંથી અહંકાર અને અહંકારમાંથી આકાશ વગેરે પાંચ મહાભૂતો યથાક્રમ ઉત્પન્ન થાય છે એમ કહે છે " ( જુઓ એજન શ્લો. ૬૪ )

क. ૯ મતલબ કે ચરકમાં તન્માત્રાની વાત જ નથી. હવે જો કે

---

૬ मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।
षोडशकश्च विकारो ........... ॥

સાંખ્યકારિકા. ૩

૭ प्रकृतेर्महान् महतो हंकारस्तस्माद्गणश्च षोडशकः । सां. का. २२

અને અહંકારના તૈજસાદિ ભેદ પાડીને કહે છે કે:—

सात्त्विक एकादशकः प्रवर्तते वैकृतादहंकारात् ।
भूतादेस्तन्मात्रः सतामसः तैजसादुभयम् ॥ सां. का. २५.

ચરકના ટીકાકાર ચક્રપાણિદત્ત ચરકના, "આકાશ વગેરે" શબ્દોનો અર્થ સાંખ્યને અનુસરી "તન્માત્રારૂપ સૂક્ષ્મભૂતો" એવો કરે છે. પણ એ ખોટું છે, ઐતિહાસિક દૃષ્ટિ ન હોવાથી ટીકાકાર ચરકના શબ્દોમાં જે અર્થ નથી તે જુએ છે. ચરકમાં ખરી રીતે તન્માત્રા છે જ નહિ. તન્માત્રા એ ખાસ સાંખ્યની નવિનતા છે. ઉપનિષદો, ગીતા, મહાભારત વગેરેને તન્માત્રાની ખબર જ નથી, અને ગીતા મહાભારત, ચરક પેઠે, મહાભૂતોને પ્રકૃતિમાં ગણે છે.[૮] અને જેને સાંખ્ય તન્માત્રા કહે છે તેને ચરક તથા મહાભારતાદિ ભૂતોના ગુણો અથવા ઈંદ્રિયોના વિષયો કહે છે.[૯] ( જુઓ એજન શ્લો. ૨૫ તથા ૬૨ )

क ૧૦ આ વિષયને ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં નીચે પ્રમાણે સ્થિતિ લાગે છે. પ્રાચીન ઉપનિષદોમાં સૃષ્ટિ પ્રસંગમાં મહત્ કે અહંકારને ગણાવ્યાં જ નથી, પણ પરમેશ્વર જેને ઉપનિષદો સત્ કે બ્રહ્મ કે આત્મા કહે છે

---

૮ भूमिरापो नलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयंमे भिन्ना प्रकृतिरष्टधा ॥

ગીતા અ. ૮ શ્લો. ૪

આ વચનમાં ગીતાએ અહંકારને બુદ્ધિ ઉપર મુકેલ છે. પણ મહાભારતના નીચેના શ્લોકો ચરકના વાદને બહુ મળતા છે:—

अव्यक्तकर्मजा बुद्धिरहंकारं प्रसूयते ।
आकाशं चाप्यहंकारा द्वायुराकाशसंभवः ॥
वायोस्तेजस्ततश्चाप अद्भ्योथवसुधोद्गता ।
मूल प्रकृतयो ह्यष्टौ जगदेतास्त्ववस्थितम् ॥

म. शां. २१२, ४०–४१

૯ ज्ञानेन्द्रियाण्यतः पंच पंच कर्मेन्द्रियाण्यपि ।
विषयाः पंचचैकं च विकाराः षोडशं मनः ॥

એજન શ્લો. ૪૨

વળી જુઓ એજન અ. ૩૧૫ શ્લો. ૧૦ થી ૧૩.

પ્રશ્નોપનિષદ્‌માં મહાભૂતોને તેના ગુણો સાથે ગણાવતાં **पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा** એ રીતે પૃથિવી, આપ, તેજ વગેરેના ગુણો માટે પૃથિવીનો માત્રા એ રીતે શબ્દ વાપરેલ છે. ( **प्रश्न उ. ४–८** ) વળી ગીતામાં **मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः** । ( **गी.** અ. ૨–૧૪. )

એ શ્લોકમાં ઇંદ્રિયોના વિષયસ્પર્શ માટે માત્રાસ્પર્શ શબ્દ વાપર્યો છે. આ મૂળમાંથી સાંખ્યની તન્માત્રાનો વિકાસ થયો હોવાનો સંભવ મને લાગે છે.

તેમાંથી કવચિત્ તેજ, જળ અને પૃથિવી એ રીતે સૃષ્ટિક્રમ કહ્યો છે. (જુઓ છાં. ૩. ૬–૨ ) તો કવચિત્ આકાશ, વાયુ, અગ્નિ, આપ, અને પૃથિવી એ સૃષ્ટિક્રમ કહ્યો છે. ( તૈ. ઉ. ૨–૧ ) અને બ્રહ્મસૂત્રકાર ઔપનિષદ મત તરીકે "આત્મામાંથી આકાશ" વગેરે તૈત્તિરીય શ્રુતિના મતને માન્ય રાખે છે. ( જુઓ બ્ર. સૂ. ૨–૩–૧ થી ૭ )

ક. ૧૧ પણ કઠ અને પ્રશ્ન જેવાં ઉપનિષદોમાં આધ્યાત્મિક તત્ત્વો ગણાવતાં મન ઉપરાંત બુદ્ધિ, મહત્ અને અવ્યક્તને ( કઠ. ઉ. ૧–૩–૧૦, ૧૧ )અથવા બુદ્ધિ,અહંકાર અને ચિત્તને ( પ્રશ્ન ઉ. ૪–૮ ) ગણાવ્યાં છે.અને એ પણ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે.( મુ. ઉ. ૨–૩ ) મનુષ્યના અંતઃકરણમાં થતી ક્રિયાઓ ભિન્ન ભિન્ન પ્રકારની અનુભવાય છે, તે ઉપરથી આટલા જૂના કાળમાં જ બુદ્ધિ, અહંકાર વગેરેને જુદાં માનસ તત્ત્વો માનીને જુદાં જુદાં નામો અપાયાં છે. અને કદાચ 'પિંડે તે બ્રહ્માંડે' એ ન્યાયના જોરથી સૃષ્ટિક્રમમાં પણ સ્થૂળ, સૂક્ષ્મ પંચ મહાભૂતની ઉપર માનસતત્ત્વોને મળતાં તત્ત્વો હોવાં જોઇએ એવો તર્ક ચાલીને પ્રકૃતિમાંથી મહાન અને અહંકાર નામનાં બે તત્ત્વો સૃષ્ટિક્રમમાં ઉત્પન્ન થતાં હોવાની માન્યતા પ્રચારમાં આવી લાગે છે. 'અહંકાર' શબ્દ જ આ કલ્પનાનું માનસિક મૂળ દર્શાવે છે. આ માન્યતા પ્હેલ વ્હેલી કદાચ પ્રાચીન સાંખ્યાનુયાયીઓએ ચલાવી હશે. ઉપનિષદોના વખતમાં એનો પ્રચાર ન હતો. ઔપનિષદ બ્રહ્મસૂત્રકાર પણ વિજ્ઞાન ( બુદ્ધિ ) અને મનને સૃષ્ટિક્રમમાં આકાશની પ્હેલાં સ્થાન આપવાની ના પાડે છે. ( બ્ર. સૂ. ૨–૩-૧૫ ) પણ મહાભારતમાં તથા પુરાણોમાં અવ્યક્ત, બુદ્ધિ, અહંકારવાળી સૃષ્ટિ કલ્પનાનો પુષ્કળ પ્રચાર દેખાય છે. ગીતામાં તથા મહાભારતમાં આ મહદાદિ તત્ત્વોનો ક્રમ આકાશાદિ જેવો નિશ્ચિત થયો દેખાતો નથી. પણ સાંખ્યકારિકામાં એ સાંખ્યવાદનો સંપૂર્ણ વિકાસ નજરે પડે છે. ચરકમાં આ સાંખ્યોક્ત સૃષ્ટિક્રમ સાંખ્યકારિકાને અનુસરતો છે એ ઉપરના વિવેચનથી સ્પષ્ટ દેખાશે. છતાં અહંકારના સાંખ્યકારિકાએ પાડેલા સાત્ત્વિકાદિ ભેદો ચરકમાં નથી તેમજ સાંખ્યકારિકા કહે છે કે વૈકૃત અહંકારમાંથી દશ ઈન્દ્રિયો અને મન ઉત્પન્ન થાય છે અને તન્માત્રાઓમાંથી મહાભૂતો ઉત્પન્ન થાય છે.[૧૦] એ પણ ચરકમાં નથી; ચરક સ્પષ્ટ શબ્દોમાં ઇંદ્રિયોને પંચમહાભૂતોના વિકારરૂપ ગણે છે. બીજી રીતે કહીએ તો સાંખ્યકારિકા પ્રમાણે ઇંદ્રિયો અહંકારનું કાર્ય છે

---

૧૦ જુઓ ટિપ્પણી ૭ તથા મહાભૂતોની ઉત્પત્તિ માટે નીચેની કારિકાઃ—

तन्मात्राण्यविशेषास्तेभ्यो भूतानि पञ्च पञ्चभ्यः एते स्मृता विशेषाः सां. का. ३८

જ્યારે ચરક પ્રમાણે મહાભૂતોનું. મહાભારત શાંતિ પર્વમાં પણ ચરકોક્તને મળતો સૃષ્ટિવાદ જ મોટે ભાગે મળે છે. (જુઓ ટિ ૮.) ન્યાય વેદાંત પણ ઈંદ્રિયોને ભૌતિક માને છે.[૧૧] ટુંકામાં ચરકનો આ સૃષ્ટિક્રમવાદ સાંખ્ય-કારિકાના સાંખ્યને નહિ પણ મહાભારતના સાંખ્યને અનુસરતો છે એ સ્પષ્ટ છે.

## ચેતના ધાતુનું સ્વરૂપ

ક ૧૨ હવે આ તત્ત્વોનું સ્વરૂપ જોઈએ, છ તત્ત્વોમાં પ્રથમ જે ચેતના ધાતુ તેના સ્વરૂપ અને કાર્યનું દર્શન એટલે માનસશાસ્ત્ર માટે પ્રથમ ચેતના ધાતુ વિષે ચરક શું કહે છે તે જોઈએ. છ તત્ત્વોનો વિસ્તાર કરીને ચોવીશ ગણાવતાં પાંચ મહાભૂતોને તો ચરક એમને એમજ રાખે છે. દશ ઇંદ્રિયોને ભૌતિક ગણે છે. ( શ્લો. ૨૨ ), શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ પાંચ અર્થો પાંચ મહાભૂતોના ગુણો છે ( શ્લો. ૨૫ ), એટલે બાકી રહેલાં ચાર તત્ત્વો–અવ્યક્ત અથવા પ્રકૃતિ, બુદ્ધિ ( મહત્ ), અહંકાર અને મન–નો ચેતના ધાતુમાં સમાવેશ કર્યો છે એમ લાગે છે. અન્યત્ર “ મન, મનનો વિષય ( ચિંતન ), બુદ્ધિ અને આત્મા ” એટલાંને ચરક અધ્યાત્મ દ્રવ્ય સંગ્રહ કહે છે. ( સૂ. અ–૮–૧૨ ) અહીં અહંકાર રહી ગયો છે, પણ સાથે ગણવો જોઈએ. આ અધ્યાત્મદ્રવ્ય સંગ્રહ અથવા ચેતના ધાતુથી જ જીવતા શરીરમાં ચૈતન્યનાં સર્વ લક્ષણો દેખાય છે, એવી આયુર્વેદાચાર્યોની સ્પષ્ટ માન્યતા જણાય છે. જેને બૌદ્ધો વિજ્ઞાન ધાતુ કહે છે, આધુનિક વૈજ્ઞાનિકો Pshychic appartus કહે છે ( અલબત્ત આધુનિક માનસશાસ્ત્રીઓનો મોટો ભાગ સાક્ષીભૂત આત્મ તત્ત્વને–ચરકના ભૂતાત્માને નથી માનતો ) તેને જ ચરક અધ્યાત્મદ્રવ્ય સંગ્રહ કહે છે. પછી મન, બુદ્ધિ, અહંકાર વગેરે ભિન્ન ભિન્ન તત્ત્વો છે કે એક આત્માનાં જ ભિન્ન લક્ષણો છે એ બાબતમાં ચરકને આગ્રહ નથી એ આપણે આગળ ચાલતાં જોશું.

## ભૂતાત્મા

ક ૧૩ હવે અધ્યાત્મદ્રવ્ય સંગ્રહનું મુખ્ય તત્ત્વ આત્માનું સ્વરૂપ ચરક કેવું માને છે તે જોઈએ. જેને ચરક સૃષ્ટિના મૂળ કારણરૂપ અને અવ્યક્ત કે પ્રકૃતિ કહે છે તેને જ આધ્યાત્મિક વર્ણનમાં આત્મા કહે છે એમ ચર-

---

૧૧ ભગવાન્ શંકરાચાર્યનું બ્ર. સૂ. ૨–૩–૧૫ ના ભાષ્યમાં ઈંદ્રિયોને ભૌતિક માનવાનું વલણ છે પણ ભૌતિક માનવામાં આવે કે અભૌતિક એ બાબત આગ્રહ નથી. પણ પાછળના વેદાન્તીઓ અપંચીકૃત સૂક્ષ્મભૂતો–તન્માત્રાઓમાંથી બુદ્ધિ, મન, દશ ઇંદ્રિયો અને સ્થૂળભૂતો ઉત્પન્ન થાય છે એમ કહે છે. જુઓ વેદાંતસાર ખંડ ૧૨, ૧૩. અને ન્યાય માટે ન્યા. સૂ. ૩–૧ ૩૩ થી ૫૦

કનાં વચનોને વિચારતાં અને પરસ્પર મેળવતાં લાગે છે. મતલબ કે આ બાબતમાંયે ચરકનો વાદ સાંખ્યવાદથી ભિન્ન છે.સાંખ્યશાસ્ત્રસૃષ્ટિનાં મૂળ કારણને મૂળ પ્રકૃતિ કહે છે. તેને ત્રિગુણાત્મિકા અને જડ માને છે તથા ચેતન પુરૂષને પ્રકૃતિથી જુદો પચ્ચીશમા તત્ત્વરૂપ માને છે.[૧૨] જ્યારે ચરકતો ૨૪ તત્ત્વો ( શ્લો. ૬૨ માં ) ગણાવ્યા પછી કહે છે કે " અવ્યક્ત સિવાયનું આ બધું ક્ષેત્ર કહ્યું છે અને અવ્યક્તને જ આ ક્ષેત્રના ક્ષેત્રજ્ઞરૂપે ઋષિઓ જાણે છે " ( શ્લો. ૬૩ ), આ શબ્દો સ્પષ્ટ છે. ચરકના ટીકાકાર 'અવ્યક્ત શિવાય' એ શબ્દોમાંથી "પ્રકૃતિ અને ઉદાસીન પુરૂષ શિવાય" એવો અર્થ કાઢે છે પણ એવો અર્થ નીકળી શકે એમ નથી. ચરકે કોઇ સ્થળે સાંખ્ય પેઠે પ્રકૃતિ એક છે અને એથી જુદા ઉદાસીન પુરૂષો અનેક છે એમ કહ્યું નથી; એટલું જ નહિ પણ " ચેતના સાથે આકાશાદિ છ તત્ત્વો એ પુરૂષ કહેવાય છે અને માત્ર ચેતના ધાતુ પણ પુરૂષ કહેવાય છે " ( શ્લો. ૧૪ ) એમ કહીને એના વિસ્તારમાં ૨૪ તત્ત્વો ગણાવતાં પુરૂષ કે ચેતના ધાતુનો ઉલ્લેખ જ નથી કર્યો, એટલે ચેતના ધાતુ પુરૂષને જ પ્રકૃતિ કે અવ્યક્ત કહેવા માગે છે એમ અર્થ નીકળે છે. વળી ચેતન આત્માને ન માને તો પણ ચોવીશ તત્ત્વોની ગણુતરી બરાબર થાય અને સાંખ્યકારિકાનું પચ્ચીશ તત્ત્વોને માનનારૂં નિરીશ્વર સાંખ્ય છે તેમ આ ઇશ્વર અને આત્મા બેયને ન માનનારૂં ૨૪ તત્ત્વોનું સાંખ્ય કહી શકાય; પણ તો પછી ચેતના ધાતુનો શો અર્થ ? અને ચરક તો નિરાત્મવાદનું ખંડન કરે છે. ( જે આગળ જોશું ) અને આત્માના અસ્તિત્વને સિદ્ધ કરવાનો પ્રબળ પ્રયત્ન કરે છે એટલે આત્મા અથવા પુરૂષને જ ચરક અવ્યક્ત કહે છે એમ માનવાથી જ ચરકનાં ઉપર કહેલાં વચનોનો મેળ બેસે છે. વળી અવ્યકતને ક્ષેત્રજ્ઞ કહે છે અને ક્ષેત્રજ્ઞનો અર્થ આત્મા જ થાય છે. [૧૩]છતાં કાંઇ શંકા હોય તો ચરક સ્પષ્ટ કહે છે કે " આત્મા અવ્યકત છે, ક્ષેત્રજ્ઞ છે, વિભુ છે અને અવ્યય છે."

( ચ. શા. અ. ૧ શ્લો. ૫૯ )

---

૧૨ न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥ सां. का. ३

त्रिगुणमविवेकि विषयः सामान्यमचेतनं प्रसवधर्मि ।

व्यक्तं तथा प्रधानं तद्विपरीतस्तथा पुमान् ॥ सां. का. ११

૧૩ જુઓ ગીતાઃ—

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।

एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञमिति तद्विदः ॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।

ગીતા, અ. ૧૩ શ્લો, ૨–૩

પણુ જો સૃષ્ટિના મૂળ કારણુરૂપ પ્રકૃતિ કે અવ્યક્તને[૧૩અ] ક્ષેત્રજ્ઞ અથવા આત્મા માનવામાં આવે તો વેદાંત પેઠે આત્માને એકજ માનવો પડે અને જીવાત્મા પરમાત્માનું ઐક્ય માનનું પડે. ચરકે આત્મા અનેક છે એમ તો ક્યાંય કહ્યું નથી; અલબત્ત આત્મા એક છે એવુંયે ભાર મુકીને કહ્યું નથી. પણુ આત્મા કે પુરૂષ શબ્દનો એક વચનમાં જ ઉપયોગ કર્યો છે, આત્માને વિભુ કહ્યો છે ( શ્લો. ૫૯ તથા ૭૩ ), આત્મા એટલે દેહીને સર્વગત પણુ કહ્યો છે ( શ્લો. ૭૭ ), અને "મહાન્ આત્મા સર્વગત છે માટે વિભુ છે" એમ કહેલું છે (૭૮) વળી શરીરસ્થ આત્મા માટે પરમાત્મા શબ્દ વાપરેલ છે ( શ્લો. ૭૦ ), છતાં કાંઈ પણુ શંકા રહેતી હોય તો આ શારીરસ્થાનના જ બીજા અધ્યાયમાં "તે આત્મા સર્વગ છે, સર્વ શરીર ધારણુ કરનાર છે, વિશ્વકર્મા છે, ચેતના ધાતુ છે, અતીન્દ્રિય છે." ( શ્લો. ૩૨ ) વગેરે વર્ણુન મળે છે અને ચોથા અધ્યાયમાં ઉપનિષદ્‌ને મળતી વાણીમાં કહ્યું છે કે "તેમાં પ્હેલાં ચેતનાધાતુ, સત્ત્વ ( ચિત્ત )ના સાધનથી ગુણોને ગ્રહણુ કરવા માટે પ્રવૃત્ત થાય છે. ને ચેતનાધાતુ જ હેતુ છે, કારણુ છે, નિમિત્ત છે, અક્ષર છે, કર્તા, મન્તા, બોદ્ધા, દ્રષ્ટા, ધાતા, બ્રહ્મા, વિશ્વકર્મા, વિશ્વરૂપ, પુરૂષ, અવ્યય, નિત્ય, પ્રધાન, અવ્યક્ત, વિભુ, ભૂતાત્મા ઈન્દ્રિયાત્મા, અંતરાત્મા છે.........તે પ્રલય પછી સૃષ્ટિ કરવાની ઈચ્છાથી પ્હેલાં આકાશને ઉત્પન્ન કરે છે અને પછી વાયુ વગેરે વધારે વ્યક્ત ધાતુઓને સૃજે છે, અને શરીર ગ્રહણુ કરવા માટે પ્રવૃત્ત થાય ત્યારે પણુ પ્હેલાં આકાશને ગ્રહણુ કરે છે અને પછી બીજી વાયુ વગેરે વધારે વ્યક્ત ધાતુઓને" ( **च. शा. ४–८** ).

---

૧૩ અ અવ્યક્ત શબ્દને આ રીતે સૃષ્ટિના આદિકારણરૂપ બ્રહ્મના અર્થમાં મહાભારતમાં પણુ વાપર્યો છે:—

ગીતા આત્માને અવ્યક્ત કહે છે. **अव्यक्तोयमचिंत्योयं** વગેરે અ. ૨. ૨૫. વળી અ. ૮ શ્લો. ૨૧–૨૨ માં "અવ્યક્ત, અક્ષર એમ કહેલ છે અને તે પરપુરૂષ અનન્ય ભક્તિથી લભ્ય છે" એ રીતે શબ્દો છે અર્થાત પરમપુરૂષને અવક્ત કહેલ છે. બીજા પણુ દાખલાઓ ગીતામાં મળે છે. વળી મહાભારતમાં **अव्यक्तं ब्रह्म शाश्वतं शां. २१२. ११** એ રીતે બ્રહ્મને અવ્યક્ત કહ્યું છે. વળી જુઓ બ્ર. સૂ. ૩–૨–૨૩ **तदव्यक्तमाह हि ।**

વળી બ્રહ્મસૂત્રકાર પુરૂષને જગત્ પ્રકૃતિ કહે છે જુઓ. ૧–૪–૨૩

એટલે ચરક ચેતનાધાતુ પુરૂષને અવ્યક્ત તથા પ્રકૃતિ કહે છે એ સાંખ્યથી વિરૂદ્ધ છે પણુ વેદાંતથી અવિરૂદ્ધ છે.

આ વાક્યમાં સ્પષ્ટ રીતે ઉપનિષદો પેઠે જે ચેતનાધાતુ પંચમહાભૂતોને સૃજે છે તેજ દેહધારણ કરે છે એમ કહ્યું છે.[૧૪] એટલે જીવેશ્વર ઐક્ય સ્વીકાર્યું છે. વળી આગળ ચાલતાં એજ અધ્યાયમાં કહ્યું છે. "પરઆત્મા નિર્વિકાર છે અને સર્વભૂતોમાં નિર્વિશેષ છે પણ સત્ત્વ અને શરીરનો ભેદ હોવાથી ભેદનો અનુભવ થાય છે" (એજન ૩૪)

ક ૧૪ આ ચોખ્ખું અદ્વૈત વેદાંત છે એમાં સંદેહ નથી. પણ વ્યવહારમાં નિત્ય અનુભવાતું દ્વૈત કયાંથી આવ્યું ! એ કોયડાનો ખુલાસો ચરકમાં શોધવો એ યોગ્ય નથી. ચરક કાંઈ ફીલસુફીનો ગ્રન્થ નથી. ઉપનિષદો અદ્વૈતનો ઉપદેશ આપે છે અને દ્વૈતની નિન્દા કરે છે.[૧૫] છતાં દ્વૈતનો ખુલાસો નથી આપતાં. આ કોયડાનો યુક્તિયુક્ત ખુલાસો આપવાનો પ્રયત્ન તો પાછળના આચાર્યોએ જ કર્યો છે. શંકરાચાર્ય અવિદ્યાથી દ્વૈત પ્રપંચને ઉભો થયેલો ગણે છે, બીજા અદ્વૈતવાદી આચાર્યો બીજી રીતે ખુલાસો કરે છે. અહીં એનું પ્રયોજન નથી. ચરક શું કહે છે તે જોઇએ. સત્ત્વ (ચિત્ત) અને શરીર ભિન્ન હોવાથી ભેદનો અનુભવ થાય છે. એ ખુલાસો ઉપર આવી ગયો છે. "સત્ત્વને જીવનો સ્પર્શ કરનારૂં અને જીવને શરીર સાથે બાંધનારૂં માન્યું છે." (જુઓ ચરક શા. અ. ૩-૧૯) ચિત્તનું વધારે વર્ણન આગળ ઉપર રાખી આત્માનું સ્વરૂપ જોઈએ. ઉપરના વચનમાં ચરકે જેને નિર્વિશેષ આત્મા કહ્યો છે તેને અન્યત્ર ભૂતાત્મા કહે છે:—
"આ કેવળ ભૂતાત્મા લક્ષણોથી ઉપલબ્ધ થતો નથી. તે કેવળ આત્મા અનુપલભ્ય હોઇને એમાં કાંઈ વિશેષ (ભેદ) નથી દેખાતો."

(ચરક શા. ૧-૮૨)

## સંયોગ પુરૂષ

ક ૧૫ આ ભૂતાત્મા અથવા નિર્વિકાર પરઆત્મા અને વેદાંતનું નિર્વિશેષ, નિર્ગુણ બ્રહ્મ તે એકજ.[૧૬] પણ ચરક વેદાંત પેઠે મોક્ષાર્થી નથી એટલે એને આ નિર્વિશેષ આત્માનું વિશેષ પ્રયોજન નથી. "ભૂતાત્મામાં વિશેષ નથી

---

૧૪ सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि ।

छां. उ. ૬-૩-૨ વગેરે અનેક ઉપનિષદ્ વચનો જુઓ.

૧૫ मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति ।

कठ. ૨-૪-૧૧ વગેરે.

૧૬ જુઓ બ્રહ્મસૂત્ર ઉપરનું શાંકરભાષ્ય ૧-૧-૧૧, ૧-૨-૧૪, ૪-૩૧૫ વગેરે.

દેખાતો " એમ કહ્યા પછી તરત ચરક કહે છે કે " પણ સંયોગ પુરૂષમાં વેદના ( સુખદુઃખાદિ ) એ કરેલો વિશેષ મળે છે. " ( એજન ૮૨ ). અન્યત્ર સંયોગ પુરૂષને રાશિરૂપ પુરૂષ કહે છે. " પરમાત્મા અનાદિ હોવાથી એની ઉત્પત્તિ નથી. પણ રાશિ સંજ્ઞક પુરૂષ મોહ, ઇચ્છા અને દ્વેષથી થયેલાં કર્મથી ઉત્પન્ન થયેલો છે." ( ચ. શા. અ. ૧ શ્લો. ૫૧ ). રાશિ પુરૂષ. એટલે ૨૪ તત્ત્વોના કે છ તત્ત્વોના સમુદાયરૂપ પુરૂષ. મતલબ કે ભૂતાત્મા અથવા કેવળ ચેતનાધાતુ અનાદિ નિત્ય છે, જ્યારે ષડ્ધાતુસમુદાય પુરૂષ જન્મ મરણ પામે છે. અને આ મત માટે ચરક દલીલ કરે છે કે " જે કારણ વગરનું અને સત્ છે તે નિત્ય છે, અને કારણથી ઉત્પન્ન થયેલું છે તે અનિત્ય છે. " ( એજન શ્લો. ૫૭ )[૧૭]

આ રાશિપુરૂષ માટે ચરક કહે છે કે " બુદ્ધિ, ઇન્દ્રિયો, મન અને વિષયો ના સંયોગને પકડનાર પર પુરૂષ છે એમ જાણવું, અને આ ચોવીશનો સંયોગ એ રાશિ પુરૂષ. "

( એજન ૩૩ )

" ઇંદ્રિયો, મન, બુદ્ધિ એ બધાં ( આત્માનાં )[૧૭અ] સાધનો છે, કર્તા ( આત્મા )નાં કર્મ, વેદના અને જ્ઞાન આ સંયોગથી ઉત્પન્ન થાય છે. ભૂતાત્મા એકલો કર્મ કરવા માટે પ્રવૃત્તિ કરતો નથી તેમ ફળ પણ ભોગવતો નથી, બધું સંયોગથી છે, સંયોગ વગર કશું નથી "

## સંયોગ પુરૂષનું કર્તા ભોકતા અને જ્ઞાતાપણું

ક ૧૬ આત્માનું કર્તૃત્વ અને ભોકતૃત્વ સત્ત્વ રૂપ સાધનથી છે એ ઉપર આવી ગયું છે. અહીં માત્ર મનને જ નહિ પણ મન, બુદ્ધિ અને ઇંદ્રિયોને આત્માનાં કરણો ગણ્યાં છે, અને કરણોનો સંયોગ હોય ત્યારે જ આત્મામાં કર્તૃત્વ ભોકતૃત્વ હોય છે અને તે શિવાય નથી હોતું પણ જ્ઞાન સર્વ કાળ હોય છે, આત્મા સંયોગવાળો હોય કે સંયોગ વગરનો કેવળ પણ એ જ્ઞ છે. ચરક કહે છે " જે જ્ઞાતા હોય તે જ સાક્ષી કહેવાય છે અજ્ઞ સાક્ષી કહેવાતો નથી, આત્મા સાક્ષી છે માટે જ્ઞ છે " ( એજન ૮૧ )

---

૧૭ ચરકે વૈશેષિક સૂત્ર " જે કારણ વગરનું અને સત્ છે તે નિત્ય છે " **सदकारण वन्नित्यं** (૪-૧-૧) એમને એમજ ઉતાર્યું છે.

૧૭ અ મહાભારતમાં પણ આ રીતે બે પુરૂષો અને તેમાંનો એક રાશિ પુરૂષ એવું વર્ણન મળે છે.

तत्र यः परमात्मा हि स नित्यः निर्गुणः स्मृतः । कर्मात्मा त्वपरो यो सौ मोक्षबन्धैः सयुज्यते । स सप्तदशकेनापि राशिना युज्यते पुनः ॥

બ્ર. સૂ. ૨-૩-૪૭ ના ભાષ્યમાં ઉતારો.

" પણ કરણો–મન. બુદ્ધિ વગેરે સાથે યોગ થાય ત્યારે જ જ્ઞાન પ્રવૃત્ત થાય છે, કરણો શુદ્ધ ન હોય અથવા કરણો સાથે આત્માનો યોગ ન હોય તો જ્ઞાનની પ્રવૃત્તિ નથી, જેમ અરીસો કે પાણી મેલું હોય અને તેમાં પ્રતિબિંબ ન દેખાય, તેમ ચિત્ત ( કે ઇંદ્રિયો ) ઢંકાયેલું હોય તો જ્ઞાન ન થાય " ( એજન પર, પ૩ )

આ આત્માનું જ્ઞ પણું નિત્ય સ્વાભાવિક છે અને કર્તૃત્વ, ભોકતૃત્વ કરણાધીન છે એવો સિદ્ધાંત ચરકનો જણાય છે.

क ૧૭ સાંખ્ય દર્શન પુરૂષને ચરક પેઠે નિત્ય ચૈતન્ય સ્વરૂપ–જ્ઞ માને છે[૧૮] વૈશેષિક દર્શન આત્માને નિત્ય જ્ઞ રૂપ નથી માનતું[૧૯] ન્યાય દર્શન જ્ઞાનને આત્માનું લિંગ માને છે[૨૦] પણ ચરકમાં ન્યાય વૈશેષિકની માન્યતા કેવી રીતે છે એ આગળ જોશું. અહીં કેવળ ભૂતાત્માના સ્વરૂપ વિચારના પ્રસંગમાં ચરકના વિચારોને સાંખ્ય વેદાંત સાથે વધારે સામ્ય લાગે છે. સાંખ્ય અને વેદાંત આત્માને નિત્ય ચૈતન્ય સ્વરૂપ માને છે.[૨૧] આત્માનું અનાદિ નિત્યપણું તો બધાં આસ્તિક દર્શનો માને છે. પણ ન્યાય વૈશેષિક આત્માને કર્તા અને ભોક્તા માને છે. સાંખ્ય અને યોગ અકર્તા પણ ભોક્તા માને છે ( સાં–કા–૧૭ અને ૧૯ ) વેદાંત અકર્તા તથા અભોક્તા માને છે. જો કે બ્રહ્મ સૂત્રકાર આત્માને કર્તા કહે છે પણ એ કર્તૃત્વ ( અને ભોકતૃત્વ પણ ) સુતાર કડીઆના કર્તૃત્વ પેઠે સાધનોને લઈને છે એમ કહે છે[૨૨] હવે ચરક કર્તાપણું કરણોને લીધે છે એમ તો કહે જ છે પણ નીચેના વચનમાં જ્ઞ પણું યે કરણાધીન હોય એમ ભાસે છે, " આત્મા ઇંદ્રિયો હોય કે ન હોય પણ કોઇ વખત અજ્ઞ થતો નથી કારણ કે આત્મા કોઇ વખત સત્ત્વ વગરનો હોતો નથી અને સત્ત્વના ભેદથી જ્ઞાનનો ભેદ દેખાય છે " ( ચરક શા. અ ૪–૨૬ ) આ વચનમાંથી વૈશેષિક મતનો આત્માનું જ્ઞ પણું આત્મા બુદ્ધિના સંયોગથી છે એવો અર્થ નીકળે અને ચરકે વૈશેષિક દર્શનમાંથી આ પ્રકરણમાં ઘણી વાતો લીધી છે, પણ ચરકે આત્માને સાક્ષી અને જ્ઞ કહ્યો છે અને મન, બુદ્ધિ વગેરે સાથે સંયોગ થાય ત્યારે જ

---

૧૮ तस्माच्च विपर्यासात् सिद्धं साक्षित्वमस्य पुरुषस्य ।
कैवल्यं माध्यस्थ्यं द्रष्टृत्वमकर्तृभावश्च ॥ सां. का. १९

૧૯ જુઓ. વૈ. સૂ. ૩–૨–૧ તથા ૩–૨–૪

૨૦ જુઓ. ન્યા. સૂ. ૧–૧–૧૦

૨૧ જુઓ બ્ર. સૂ. **ज्ञो अतएव** ૨–૩–૧૮ સૂત્ર અને તે ઉપરનું શાંકરભાષ્ય.

૨૨ **कर्ता शास्त्रार्थवत्त्वात्** ૨–૩–૩૩ અને **यथा च तक्षोभयथा** ૨–૩–૪૦ એ સૂત્રો અને તે ઉપરનુ ભાષ્ય.

જ્ઞાન પ્રવૃત્ત થાય છે એમ જે કહ્યું છે તેમાં તો સ્પષ્ટ સાંખ્યનો ધ્વનિ સંભળાય છે ( જુઓ ટિ. ૧૮ ) એટલે આ વચનનો, જ્ઞાનની પ્રવૃત્તિ સત્ત્વ સાથે સંયોગથી થાય છે, એમ અર્થ કરવો જોઈએ અથવા ચરકે કંઈક અંશે પરસ્પર વિરૂદ્ધ વાતો કહી છે એમ માનવું પડશે.

क ૧૭ આત્મા સાથે સત્ત્વ ( બુદ્ધિ )નો સંયોગ તો અનાદિથી છે અને મોક્ષ ન થાય ત્યાં સુધી રહે છે એમ સાંખ્ય અને વેદાંત માને છે.[૨૩] આત્માનાં ભોક્તૃત્વને પણ ચરક કર્તૃત્વ જેવું ગણે છે " એકલો ભૂતાત્મા કર્મ કરતો નથી અને ફળ ભોગવતો નથી," ( ચરક શા. ૧ શ્લો ૫૫ ) હવે બ્રહ્મ સૂત્રો જો કે સ્પષ્ટ નથી; ઉપર સૂત્રોનો જે અર્થ આપ્યો છે તે શંકરાચાર્યે કરેલો આપ્યો છે[૨૪] છતાં ચરકોક્ત ભૂતાત્માનું સ્વરૂપ સાંખ્ય વેદાંતને મળતું લાગે છે. ચરકમાં કે બ્રહ્મસૂત્રમાં શંકરની અવિદ્યા નથી દેખાતી અને બ્રહ્મ સૂત્ર તો સ્પષ્ટ નથી પણ ચરકમાં તો આત્મા અને કરણોના સંયોગ ઉપર ઘણો ભાર છે. સાંખ્ય બધો વ્યવહાર પુરૂષ અને પ્રકૃતિના સંયોગથી જ માને છે.

## સ્થાયી ચેતના ધાતુ માનવાની આવશ્યક્તા

क ૧૮ પણ કર્તૃત્વ ભોક્તૃત્વાદિ સર્વ વ્યવહાર જીવતા શરીરમાં જ અનુભવાતો હોય તો પછી કેવળ ચેતના સ્વરૂપ પુરૂષનું અસ્તિત્વ માનવાનું શું કારણ છે ? એ શંકા સ્વાભાવિક છે. અને પ્રાચીન કાળમાં આત્માને તથા જીવના પુનર્જન્માદિને ન માનનારો ચાર્વાક કે લોકાયતિક નામનો સંપ્રદાય હતો એ પ્રસિદ્ધ છે આ લોકાયતિકો સ્વભાવથી જ બધું થાય છે, શરીર જ છે, આત્મા વગેરે કાંઈ નથી, પુનર્જન્મ નથી, વેદો પ્રમાણ રૂપ નથી અને વૈદિક કર્મ નિષ્ફળ છે, એમ માનતા હોવાનો મહાભારતમાં ઉલ્લેખ મળે છે,[૨૫] અને સર્વ દર્શન સંગ્રહ વગેરે ગ્રન્થોમાં આ લોકાયતિક મતનું કાંઈક વિસ્તારથી નિરૂપણ છે.

---

૨૩ જુઓ બ્ર. સૂ. ૨-૩-૩૦, ૩૧ ઉપરનું શાંકરભાષ્ય. અને सां. का. ૨૧

૨૪ શંકરાચાર્યે તો સ્પષ્ટ રીતે આત્માને " નિત્ય ઉપલબ્ધિ સ્વરૂપ " કહે છે અને બુદ્ધયાદિ ઉપાધિને ' અવિદ્યા પ્રત્યુપસ્થાપિત ' માને છે. જુઓ બ્ર. સૂ. ૨-૩-૪૦ ઉપરનું ભાષ્ય.

૨૫ જુઓ મહાભારત શાંતિપર્વ અ. ૧૮૪ તથા અ. ૨૪૩

यदि प्राणयते वायुर्वायुरेव विचेष्टते ।
श्वसित्याभाषते चैव तस्माज्जीवो निरर्थकः ॥
यदुष्मभावो आग्नेयो वह्निना पच्यते यदि ।
अग्निर्जरयते चैत तस्माज्जीवो निरर्थकः ॥

क ૧૯ દર્શનો પણ દેહાદિ સંઘાતથી જુદો આત્મા છે એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે.[૨૫] ચરક પણ આસ્તિક છે, નાસ્તિક બુદ્ધિ છોડી દેવાનું કહે છે (ચરક સૂ. અ–૧૧–૭) અને અનાત્મવાદનું નીચે પ્રમાણે ખંડન કરે છેઃ—

"પ્રકાશ અને અંધકાર, સાચું અને ખોટું, તથા શુભ અને અશુભ કર્મ, એ બધું કર્તા અને બોદ્ધા પુરૂષ ન હોય તો ન હોય.( ચરક શા. ૧ શ્લો ૩૭ ) આશ્ચર્ય, સુખ દુઃખ, ગમન, વાણી, જ્ઞાન, શાસ્ત્રો, જન્મ, મરણ, બન્ધ, મોક્ષ એ કાંઈ, જો આ પુરૂષ ન હોય તો ન હોય માટે કારણ જાણનારાઓ પુરૂષને કારણ કહે છે.

જો કારણ આત્મા ન હોય તો પ્રકાશ વગેરે અહેતુક ઠરે, એમાં જ્ઞાન સંભવે નહિ અને તેઓનું પ્રયોજન પણ ન રહે" ( એજન શ્લો ૩૮ થી ૪૦ )

---

जन्तोः प्रमीयमाणस्य जीवो नैवोपलभ्यते

वायुरेव जहात्येनं मूष्मभावश्च नश्यति ॥

વગેરે શ્લોકો જુઓ. **म. शां.** અ. ૧૮૪ શ્લો. ૧ થી ૩

૨૫ **अ** વૈ. સૂ. ૩–૨–૪ થી ૨૧ માં. ન્યા. સૂ. ૩–૧–૧ થી ૨૭ માં અને બ્ર. સૂ. ૩–૩–૫૪, ૫૩ માં તથા એ ગ્રન્થોની તે તે ભાગ ઉપરની ટીકાઓમાં તથા ન્યાય, વૈશેષિક અને વેદાંતના બીજા અનેક ગ્રન્થોમાં દેહાત્મવાદનું ખંડન મળે છે. શંકરાચાર્ય કહે છે કે "શરીરની અંદરજ પ્રાણ, ચેષ્ટા, ચૈતન્ય, સ્મૃતિ વગેરે ચેતનના મનાતા ધર્મો દેખાય છે અને શરીર બ્હાર નથી દેખાતા માટે ચૈતન્ય શરીરમાં આથા ( **मदशक्ति** ) પેઠે ઉત્પન્ન થાય છે, અને આ ચૈતન્યવાળું શરીર એ જીવ એમ લોકાયતિકો કહે છે; પણ એ ખોટું છે. જો દેહ છે ત્યાં સુધીજ અનુભવાય છે માટે આત્મધર્મોને દેહધર્મો માનવાનું કહેવામાં આવે છે, તો દેહ હોવા છતાં (મરેલો) આત્મધર્મો નથી દેખાતા માટે એ ધર્મો દેહના નથી એવું કેમ ન માનવું ? રૂપ વગેરે દેહના ધર્મો મરેલા શરીરમાં જોવામાં આવે છે, પણ પ્રાણચેષ્ટાદિ નથી જોવામાં આવતા. દેહની જીવતી અવસ્થામાંજ આ ધર્મો દેખાય છે, વળી લોકાયતિકોના મતે ભૂતોમાંથી ઉત્પન્ન થતું આ ચૈતન્ય એટલે શું ? જો ભૂતો અને ભૌતિકોને વિષય કરનાર જ્ઞાન-ઉપલબ્ધિને સ્વીકારો તો એનું પૃથક્પણુંયે સ્વીકારવું જોઇએ. અને અમે તો આત્માને ઉપલબ્ધિ સ્વરૂપ જ માનીએ છીએ. પ્રકાશ વગેરે સાધનો હોય ત્યારે જ આપણને જ્ઞાન થાય છે તેટલાથી જ્ઞાનને કોઇ દીવાનો ધર્મ કહેતું નથી, એમ દેહ તો સાધન તરીકે ઉપયોગી છે. પણ દેહ હોય ત્યારે અનુભવાતું છતાં આત્માનું દેહથી જુદું અસ્તિત્વ છે."

( વગેરે જુઓ ૩–૩–૫૩, ૫૪ ઉપર શાંકર ભાષ્ય )

આંખથી જે વસ્તુને જુએ છે તેજ વસ્તુને સ્પર્શથી ઓળખનાર આત્મા આંખ અને સ્પર્શનેન્દ્રિયથી જુદો હોવો જોઇએ. કારણ બેય ક્રિયા કરનાર હું એક છું એવું અંતરમાં ભાન થાય છે, વળી અમુક કાળ પછી ' હું તે વખતે જોયેલને યાદ કરૂં છું ' એવું ભાન થાય છે. ' વગેરે ન્યાયસૂત્રની દલિલો જોવા જેવી છે ( ન્યા. સૂ. ૩-૧-૧થી ૧૮ ) અહં ભાનને વૈશેષિક સૂત્રે પ્રત્યક્ષ પ્રત્યય જેવું ગણ્યું છે. ( વૈ. સૂ. ૩–૨–૧૧ )

"કુંભાર વગર માટી, દંડ અને ચક્રથી ઘડો થઈ જાય છે તથા માટી, ખડ અને લાકડાંથી સુતાર કડીઆ વગર ઘર થઈ જાય છે એમ જેઓ કહેતા હોય તેઓ "મહાભૂતો ભેગાં મળીને કર્તા (આત્મા) વગર દેહ બનાવે છે." એમ અજ્ઞાનથી કહી શકે, આમ કહેનાર આગમ બ્હાર છે. જે સર્વ પ્રમાણોથી પ્રમેય જાણી શકાય છે તે સર્વ પ્રમાણો વડે પુરૂષ કારણ છે એમ જણાય છે.

"જે પદાર્થો પ્હેલાં અનુભવાય છે તે પછી નથી હોતા પણ પરંપરાથી જૂના જેવા નવા ભાવો ઉત્પન્ન થાય છે અને જૂના સરખા હોવાથી તેજ છે એમ કહેવાય છે. આ ક્ષણેક્ષણે નવા થતા ભાવોનો સ્વામી (સ્થાયી આત્મા) વગરનો સમુદય એજ પ્રાણી. બાકી કર્તા, કે ભોક્તા કોઈ પુરૂષ નથી; એમ કેટલાક માને છે." (એજન શ્લો. ૪૧ થી ૪૫)

ક ૨૦ ચરકે આ વચનોમાં લોકાયતિક મતનો તથા બૌદ્ધોના ક્ષણિક વાદનો નિર્દેશ કર્યો છે. પ્રાચીન બૌદ્ધો પણ કર્મ અને પુનર્જન્મ માન્યા છતાં સ્થાયી આત્મા નથી માનતા.[૨૬] ચરકે પ્હેલા ત્રણ શ્લોકોમાં દેહાત્મવાદનું ખંડન કર્યું છે. જો કે એનું વધારે ખંડન આત્માનાં લિંગો કહેતાં કર્યું છે તે આગળ જોશું અને પુનર્જન્મનું મંડન કરતાં સૂત્રસ્થાનમાં કર્યું છે તે પરિશિષ્ટમાં જોશું. અહીં ક્ષણિકવાદનુંજ ચરકે કરેલું ખંડન જોઈએ. ચરક કહે છે કે:—

"જેઓ ઉપર પ્રમાણે આત્માનો ઉપદેશ નથી કરતા તેઓને કોઇએ કરેલા કામનું ફળ તેના જેવા કોઈ બીજા ભોગવે એમ થશે."

(એજન ૪૬)

આમ સંક્ષેપમાં ખંડન કરીને ચરક પોતાનો મત કહે છે "કરણો—શરીર ઇંદ્રિયો વગેરેનું બીજાપણું થયા કરે છે પણ કર્તા એક જ રહે છે. અને કરણોથી યુક્ત આ કર્તા સર્વ કર્મોનું કારણ છે" (એજન-૪૭) વળી "પદાર્થોના નાશમાં નિમેષ કરતાં પણ ઓછો કાળ લાગે છે અને નાશ પામેલા પદાર્થો ફરી ઉત્પન્ન થતા નથી એમ તત્ત્વજ્ઞોનો મત છે (મતલબ કે એનું એ શરીર નાશ પામ્યા પછી ઉત્પન્ન થતું નથી તો કરેલાં કર્મનું ફળ કોણ ભોગવે ?) માટે પ્રાણીઓનાં કર્મ અને ઉપભોગમાં કારણ રૂપ નિત્ય પુરૂષ હોવો જોઈએ" (૪૮, ૪૯)

---

૨૬ પ્રાચીન બૌદ્ધો વસ્તુતઃ ચાર ભૂતોમાંથી ઉત્પન્ન થયેલ શરીરથી વિજ્ઞાનને ભિન્ન માનતા, પણ જેમ તેઓ શરીરને ક્ષણિક માનતા તેમજ વિજ્ઞાન ધાતુને પણ ક્ષણિક માનતા જુઓ Oldenberg 1882 p. 253. આ ક્ષણિક વાદમાં દાર્શનિક સત્યાંશ કેટલો છે તે જુદી વાત છે પણ એનું નૈયાયિકોએ (ન્યાય સૂ. ૩-૨-૧૧ થી ૧૮) તથા વેદાન્તીઓએ ખંડન કર્યું છે. (બ્ર. સૂ. ૨-૨-૧૮ થી ૨૭)

" પ્રાણીઓનાં અહંકાર, કર્મ, ફળ, દેહાન્તર ગતિ અને સ્મૃતિ દેહ ન હોય તો પણ કારણ ( આત્મા ) હોવાથી રહે છે. ( ૫૦ ) અને આત્મા તો અનાદિ નિત્ય છે જ, પણ જુદાં જુદાં શરીર-ક્ષેત્રને ગ્રહણ કરવાની એની પરંપરા પણ અનાદિ છે "

( એજન ૮૦ )

આ ઉપરાંત આત્માનાં લિંગો ગણાવીને આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો ચરકે જે પ્રયત્ન કર્યો છે તે હવે જોઈએ.

## સંયોગ પુરૂષનાં લક્ષણો

क ૨૧ ભૂતાત્મા એકલો કર્તા કે ભોક્તા નથી સંયોગથી જ તે કર્તા ભોક્તા થાય છે એ ઉપર કહ્યું જ છે. એ ભૂતાત્મા નિર્વિશેષ છે અને લક્ષણોથી ગ્રાહ્ય નથી એ પણ કહ્યું જ છે. ચરક કહે છે કે જે 'ઇંદ્રિયોથી ગ્રાહ્ય છે તે ઐન્દ્રિયક બધું વ્યક્ત છે પણ એનાથી જે જુદું છે અને અતીન્દ્રિય છે તે અવ્યક્ત લિંગ ગ્રાહ્ય છે " ( એજન ૬૦ )[૨૬अ] મતલબ કે અવ્યક્ત ( અતીન્દ્રિય ) આત્મા આગમથી જ નહિ પણ અનુમાનથીયે ગ્રાહ્ય છે[૨૭] ચરક આ કારણથી આત્માનાં નીચે પ્રમાણે લિંગો ગણાવે છેઃ—

" પ્રાણાપાન ( ઉચ્છવાસ નિઃશ્વાસ ), નિમેષ વગેરે, જીવન, મનની ગતિ જુદી જુદી ઇંદ્રિયોમાં (મનથી) સંચાર, (મનનું) પ્રેરણ અને ધારણ, સ્વપ્નમાં બીજા દેશમાં ગતિ, સ્વપ્નમાં મરણ, જમણી આંખથી જોયેલાંનો ડાબી આંખથી બોધ.

ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, પ્રયત્ન, ચેતના, ધૃતિ, બુદ્ધિ, સ્મૃતિ, અને અને અહંકાર એ બધાં પરમાત્માનાં લિંગો ( લક્ષણો ) છે.

આ લક્ષણો જીવતા માણસમાં જ જોવામાં આવે છે, અને મરેલામાં નથી જોવામાં આવતાં માટે એને મહર્ષિઓ આત્માનાં લિંગો ગણે છે. તે આત્મા જતાં શૂન્ય ઘર જેવું જે અચેતન-જડ શરીર તેમાં પાંચ ભૂતોજ બાકી રહેલાં હોવાથી તે પંચત્વને પામ્યું ( મરી ગયું ) એમ કહેવાય છે."[૨૮]

ચરક શા. અ. ૧ શ્લો. ૬૮ થી ૭૨

---

૨૬ अ લગભગ આ શબ્દો મહાભારતમાં મળે છે શાં. અ. ૧૮૭ શ્લો. ૧૫

૨૭ આ શ્લોકમાં રાશિપુરૂષને અવ્યક્ત કહ્યા છે. જયારે એની ઉપરના શ્લોકમાં ભૂતાત્માને અવ્યક્ત કહ્યા છે. ભૂતાત્મા લક્ષણોથી ઉપલભ્ય નથી અને આ રાશિપુરૂષ લક્ષણોથી ઉપલભ્ય છે. મતલબ કે અવ્યક્ત શબ્દ બે જુદા જુદા અર્થમાં ચરકમાં વપરાયો છે.

૨૮ ઉપાંત્ય શ્લોકવાળી દલીલ શંકરાચાર્યે કરી છે જુઓ ટિ. ૨૫ अ

અને છેલ્લા શ્લોકના અર્થવાળો નીચેનો શ્લોક મહાભારતમાં મળે છેઃ—

न जीवनाशोऽस्ति हि देहभेदे
मिथ्यैतदाहुर्मृत इत्यबुद्धाः ।
जीवस्तु देहान्तरितः प्रयाति
दशार्धतैवास्य शरीरभेदः ।

શાં. અ. ૧૮૫-૨૭

ઉપર કહેલાં લક્ષણો જીવતા માણસના સજીવપણાનાં સૂચક છે એ દેખીતું છે. આમાં વ્યવહારમાં હમેશાં વપરાતું શરીરની ગરમીનું લક્ષણ ચરક જેવા વૈદ્યે છોડી દીધું એ આશ્ચર્ય લાગે છે, ઉપનિષદ્ ને અનુસરી બ્રહ્મસૂત્રકારે એ નોંધ્યું છે.[૨૯]

ક ૨૨ ચરકે ભૂતાત્માની વાત કરતાં મુખ્યત્વે વેદાંતનો આશ્રય લીધો છે; જ્યારે આ રાશિપુરૂષનાં લક્ષણો માટે ન્યાય વૈશેષિકનો આશ્રય શોધ્યો છે. વળી આ લક્ષણો રાશિપુરૂષનાં હોવા છતાં ‘પરમાત્માનાં લિંગો છે’ એમ કહ્યું છે. આ પ્રકારની શબ્દ વપરાશની શિથિલતા ક્ષમ્ય જ ગણવી પડશે હવે ચરકે આપેલાં લક્ષણોને જરા વિગતથી તપાસીએ. પ્રાણાપાનથી આરંભી પ્રયત્ન સુધીનાં, પ્રેરણ અને ધારણ શિવાયનાં, આત્માનાં લિંગો વૈશેષિક સૂત્રમાં ઉપરના જ ક્રમમાં આપ્યાં છે.[૩૦] હવે જે નવાં ચરકે ઉમેર્યાં છે તેનું પૃથક્કરણ કરીએ. ચેતનાનો અર્થ જ્ઞાન થાય છે, ચરકે ચેતના અને બુદ્ધિ બેય કહ્યાં છે; તેથી ટીકાકાર ચેતના એટલે જ્ઞાનમાત્ર અને બુદ્ધિ એટલે ઉહાપોહ જ્ઞાન એમ કહે છે. ગમે તેમ પણ કાં તો ચરકે પુનરૂક્તિ કરી છે અથવા ચેતનાનો બુદ્ધિ જ્ઞાનથી જુદો અર્થ માન્યો છે. કદાચ જીવનની શક્તિ ( જડતાથી વિરૂદ્ધ ગુણ ) એવો અર્થ હશે. ધૃતિ, બુદ્ધિ, સ્મૃતિ અને અહંકાર એ ચારેનો બુદ્ધિમાં સમાવેશ થઈ જાય છે છતાં બુદ્ધિના પ્રકારો તરીકે જુદાં ગણાવ્યાં છે એમ ટીકાકાર ખુલાસો કરે છે. ન્યાય સૂત્રકાર બુદ્ધિને જ્ઞાનના અર્થમાં, સુખ, દુઃખ વગેરે લિંગો સાથે જ આત્માનું લિંગ ગણે છે.[૩૧] સ્મૃતિને પણ ન્યાય સૂત્રકાર આત્માનું લિંગ ગણે છે જો કે એનો બુદ્ધિમાં સમાવેશ કરેલો હોવાથી આત્માનાં જ્યાં લિંગો ગણાવ્યાં છે ત્યાં ઉલ્લેખ[૩૨] નથી કર્યો. પણ અન્યત્ર સ્પષ્ટ રીતે સ્મૃતિને જ્ઞ ( આત્મા ) નું લિંગ કહ્યું છે. અને વૈશેષિક સૂત્ર ‘અહં શબ્દ આત્મામાં જ લગાડી શકાય છે’ એમ કહે છે એટલે અહંકારને આત્માનું લિંગ ગણે છે.[૩૩] ધૃતિ, સ્મૃતિ ને આત્માનાં લિંગો

---

૨૯ જુઓ બ્ર. સૂ. ૪-૨-૧૧ અને તે ઉપરનું શાંકરભાષ્ય.

૩૦ **प्राणापाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तरविकाराः सुखदुःखेच्छा-द्वेषप्रयत्नाश्चात्मनो लिङ्गानि** ॥ વૈ. સૂ. ૩-૨-૪.

આ સૂત્રમાં નિમેષ સાથે ઉન્મેષ છે પણ શ્લોકની રચનામાં ન સમાવાથી ચરકે નિમેષને ‘આદ્ય’ લગાડયો છે, અને ઇન્દ્રિયાન્તર વિકારનું ઇન્દ્રિયાન્તર સંચાર કર્યું છે. પણ ચરકે વૈશેષિક સૂત્રમાંથી જ આ લિંગો લીધાં છે એ સ્પષ્ટ છે.

૩૧ **इच्छाद्वेषप्रयत्नसुखदुःखज्ञानान्यात्मनो लिङ्गमिति** ન્યા સૂ. ૧-૧-૧૦

૩૨ **स्मरणं त्वात्मनो ज्ञस्वाभाव्यात्** એજન ૩-૨-૪૧

૩૩ વૈ. સૂ. ૩-૨-૨૫

ગણવાનું ચરકને ખાસ કારણ છે, એ આગળ ચાલતાં જોશું. પ્રેરણ અને ધારણને ન્યાયભાષ્યકાર પ્રયત્નના પ્રકારો ગણે છે.[૩૪] સ્વપ્નમાં દેશાન્તર ગતિ અને પંચત્વ ગ્રહણ[૩૫] ચરકે નવાં ઉમેર્યાં છે. સ્વપ્નમાં જીવ બીજા દેશોમાં ફરીને આવે છે એવું વર્ણન ઉપનિષદ્‌માં મળે છે,[૩૬] એ ઉપરથી ચરકે કદાચ એ લક્ષણ લીધું હશે.

'જમણી આંખથી જોયેલાંનો ડાબીથી બોધ' એ દલીલ ન્યાયસૂત્રકારે દેહાદિથી આત્મા જુદો છે એમ સાબીત કરવા આપી છે.[૩૭]

ક ૨૩ હવે જે વૈશેષિકસૂત્રોક્ત લક્ષણો ચરકે સ્વીકાર્યાં છે, તેનું તાત્પર્ય ટુંકામાં જોઇ લઇએ. પ્રાણાપાન એટલે શ્વાસોચ્છવાસ જે પ્રત્યક્ષ દેખાય છે તે જ ઉદ્દિષ્ટ છે. નિમેષોન્મેષ પણ પ્રત્યક્ષ છે. ખરી રીતે આ પ્રયત્નના પ્રકારો હોવાથી જુદા ગણવાની જરૂર નથી. અહીં ચરકે વૈશેષિકને અનુસરીને પ્રાણાપાન બે જ ગણ્યાં છે પણ અન્યત્ર ઉપનિષદ્‌ને અનુસરી વાયુને પ્રાણ, ઉદાન, સમાન, વ્યાન અને અપાન એમ પાંચરૂપનો કહ્યો છે (ચરક સૂ. ૨-૧૨-૮) અને હાલમાં નાડી યંત્ર ( nervous system ) નાં જે કાર્યો ગણાય છે તેને મળતાં વાયુનાં કાર્યો ગણાવ્યાં છે.[૩૭અ] "મનનો નિયન્તા, બધી ઇંદ્રિયોનો ઉદ્યોગકારક, શ્રોત્ર અને સ્પર્શનું મૂળ, ક્રિયાઓને પ્રેરનાર" વગેરે વર્ણન માનસતંત્ર અને ત્રિદોષનો સંબંધ બાંધનારૂં છે.

જીવન-જીવનનો વૈશેષિક સૂત્રના ટીકાકાર શંકરમિશ્રે વ્રણ વગેરે રૂઝવવાની શક્તિ ( Vitality ) એવો અર્થ કર્યો છે. પ્રયત્નમાં આનો પણ સમાવેશ થઈ શકે. આત્માનાં આટલાં લક્ષણો સ્થૂળ શરીરમાં દેખાય છે. બાકીનાં સૂક્ષ્મ શરીર કે અંતઃકરણમાં દેખાય છે.

ક ૨૪ હવે ચરકે આત્માનાં ઉપર પ્રમાણે લિંગો આપવામાં શું ગડબડ કરી છે એ જોઇએ. વેદાંત પ્રમાણે આત્મા કેવળ નિર્વિશેષ ચૈતન્યરૂપ-ઉપલબ્ધિરૂપ અકર્તા અભોક્તા છે, સાંખ્ય તેને અકર્તા પણ ભોક્તા માને છે. અને ન્યાય

---

૩૪ જુઓ ન્યા. સૂ ૩-૨-૩૯ ઉપરનું ભાષ્ય.

૩૫ પંચત્વ ગ્રહણનો ટીકાકારે જુદો જ અર્થ આપ્યો છે, અને એ સાચો નથી લાગતો.

૩૬ જુઓ બૃ. ઉ. ૪-૩-૧૨

૩૭ सव्यदृष्टस्येतरेण प्रत्यभिज्ञानात्

ન્યા. સૂ. ૩-૧-૭

૩૭ અ ચરકે આ રીતે ત્રિદોષમાં પ્રાણાપાનાદિ પંચધાવાયુનો સમાવેશ કરેલો હોવાથી અને ત્રણે દોષો સ્થૂળ શરીરાન્તર્ગત માનેલા હોવાથી, વેદાંત પેઠે પાંચ પ્રાણોનો સૂક્ષ્મ શરીરમાં ઉલ્લેખ નથી કર્યો એ યોગ્ય જ કર્યું છે.

વૈશેષિક જ્ઞાતા, કર્તા અને ભોક્તા માને છે એ ઉપર કહ્યું જ છે. અને આ માન્યતાને અનુસરીને ન્યાય સૂત્રકારે આત્માનું બરાબર લક્ષણ આપ્યું છે. બુદ્ધિ-જ્ઞાનના લક્ષણથી આત્માનું જ્ઞાતાપણું જણાય છે. સુખ, દુઃખ લક્ષણો ભોક્તાપણું સૂચવે છે. અને ઈચ્છા દ્વેષ જે પ્રવૃત્તિ નિવૃત્તિનાં કારણ રૂપ છે તે અને પ્રયત્ન કર્તાપણાનાં સૂચક છે. જીવતા માણસમાંથી જડ શરીર, ઇંદ્રિયો અને મનનાં કાર્યો બાદ કરતાં જે અવશિષ્ટ રહે છે અને જેનો માણસ પોતાનામાં અંતરતમ રૂપે અનુભવ કરે છે અથવા ઇંદ્રિયો વગેરેનાં કાર્યોને જેમ જુદાં પાડી શકે છે તેમ પોતાથી જેને જુદાં નથી પાડી શકતો તેને ન્યાય સૂત્રકારે આત્માનાં લિંગો કહ્યાં છે. અલબત્ત આ લક્ષણોવાળો આત્મા પ્રતિશરીર ભિન્ન જ હોય. ન્યાય વૈશેષિક લક્ષણોથી અનુપલભ્ય આત્માને માનતાં જ નથી. અને ઉપર કહેલાં સુખદુઃખાદિ લક્ષણોવાળા આત્માનું અસ્તિત્વ એ લક્ષણોથી જ અનુમાન પ્રમાણ વડે સ્વીકારે છે. એટલે ન્યાય વૈશેષિકનો વાદ સ્વાવિરુદ્ધ છે. પણ ચરક તો લક્ષણોથી અનુપલભ્ય ભૂતાત્માને સ્વીકારે છે તો પછી આ લક્ષણો યુક્ત આત્મા તે શું ? એને ચરક સંયોગ પુરૂષ કહેવા માગે છે એમ ગણીએ; પણ સંયોગ પુરૂષમાં ઇંદ્રિયો, મન વગેરે આવી જાય છે ( જુઓ શ્લો. ૫૪ ), જ્યારે આ લક્ષણો ઇંદ્રિયો વગેરેથી ભિન્ન આત્માનાં સૂચક છે. એટલે આપણે ઉપર 'અધ્યાત્મ દ્રવ્ય સંગ્રહ' અથવા ચેતના ધાતુમાં જે ચાર તત્ત્વોનો સમાવેશ ચરકે કર્યો છે એમ માન્યું છે તે જ અહીં આત્મા તરીકે બાકી રહે છે. પણ તેમાંયે મનને જુદું ગણ્યું છે. ( જુઓ શ્લો ૭૩, ૭૪ ) એટલે અહીં ભૂતાત્મા પુરૂષ, બુદ્ધિ અને અહંકારના સંયોગ રૂપ પુરૂષને આત્મા ગણી તેનાં લક્ષણો ચરકે આપ્યાં છે એમ માનવું પડશે. આમાં પૂર્વાપર સંકલનાનો અભાવ દેખીતો છે અને એમ થવાનું કારણ ચરકે જુદાં જુદાં મૂળમાંથી સંગ્રહ કર્યો છે એ છે.

ક ૨૫ બીજું ચરકે એક સ્થળે ઉચ્છવાસ નિઃશ્વાસ તથા ઉન્મેષ નિમેષને વાયુનાં રૂપ ગણ્યાં છે ( ચરક શા. અ. ૭–૧૫ ) અને અહીં આત્માનાં લિંગ કહે છે. આ વિરોધ છે ખરો પણ એમ તો મનની ગતિને અહીં આત્માનું લિંગ કહ્યું છે, જ્યારે અન્યત્ર 'વાયુને મનનો નિયન્તા અને પ્રણેતા' કહ્યો છે. આ ગડબડ વૈશેષિકમાંથી સળંગ ઉતારો કરવાને લીધે થઈ છે એ સ્પષ્ટ છે. વળી શારીર ક્રિયાઓને ચરકે વાત, પિત્ત, કફથી ચાલતી માની છે, એટલુંજ નહિ પણ માનસ ક્રિયાઓનો પણ વાત પિત્ત કફ સાથે સંબંધ માન્યો છે. ( જુઓ, વાતલ, શ્લેષ્મલ વગેરે પ્રકૃતિ ભેદનું વર્ણન–ચરક વિ. અ. ૮. ૧૪, ૭, ૪–૫–૬ ) બીજી તરફથી સત્ત્વ–મનની અસર પીડા સહન કરવા વગેરેમાં શરીર ઉપર માને છે ( એજન ૧૪,૭,૧૬ ) એટલુંજ

નહિ પણ સત્ત્વાવજય–મનોનિગ્રહને ત્રિવિધ ઔષધમાં એક ગણે છે ( જુઓ સૂ–અ. ૧૧. ૫૪ ).

ચરક શરીરને પાંચ ભૌતિક ગણે છે, વાત, પિત્ત કફને પણ ભૌતિક જ માને છે, અને શરીરને ચેતનાધિષ્ઠિત ગણે છે, એટલે શારીર અને માનસ ક્રિયાઓનો સંબંધ જોડનાર, પરસ્પર અસર પોચાડનાર અને આત્માની શરીરને જીવંત રાખવાની ઇચ્છા–જિજીવીષા ( Urge to live ) નું શરીરમાં પરિણામ લાવનાર મધ્યસ્થ શક્તિ ત્રિદોષ છે એમ ચરકે માન્યું જણાય છે, આ રીતે ઉપલા વિરોધનું સમાધાન સંભવિત છે.

क ૨૬ ગમે તેમ પણ વૈશેષિક સૂત્રકારે અશાસ્ત્રીય રીતે જીવતા માણસનાં સાદી રીતે દેખાતાં બધાં લક્ષણો એક સાથે લખી દીધાં છે. જ્યારે ન્યાય સૂત્રકારે પ્રાણાપાનાદિ છોડી દીધાં છે અને સુખદુઃખાદિ રાખ્યાં છે એ શાસ્ત્રીય દૃષ્ટિએ યોગ્ય જ છે. ચરકે વૈશેષિક સૂત્રમાંથી ઉતારો કર્યો છે અને એ જ દૃષ્ટિથી જે બાકી રહી ગયાં લાગ્યાં તે પણ ઉમેરી દીધાં છે. પણ ' ઇન્દ્રિયાન્તરવિકાર ' ' ડાબી આંખે જોયેલની જમણીથી ઓળખાણ ' વગેરેને શરીર, ઇંદ્રિયો, મન વગેરેથી આત્માનું પૃથક્ત્વ સિદ્ધ કરનારા દાખલા તરીકે ન્યાય સૂત્રકારે ગણેલ છે,[૩૮] અને તે યોગ્ય જ છે.

क ૨૭ ત્રીજું બુદ્ધિ અને અહંકારને અહીં આત્માનાં લિંગો ગણ્યાં છે પણ અન્યત્ર જુદાં ગણ્યાં છે. જુઓ ( શ્લો. ૩૩, ૫૪, ૬૪ ) પણ આ વિરોધનું સમાધાન ઉપર કહ્યું તેમ બુદ્ધિ, અહંકાર અને ભૂતાત્મા ત્રણના સંયોગને અહીં આત્મા કહ્યો છે એમ માનવાથી, થઇ શકે છે.

## અંતઃકરણ

क ૨૮ મન, બુદ્ધિ, ઇંદ્રિયો વગેરે આત્માનાં કરણો છે એમ ચરકે કહ્યું છે. બીજાં દર્શનોનો પણ એ જ મત છે.[૩૯] હવે કરણોમાં કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો એ બાહ્યકરણો અને મન વગેરે અંતઃકરણ, આ અંતઃકરણના સ્વરૂપ અને કાર્ય વિષે દાર્શનિક તથા પૌરાણિક સાહિત્યમાં ઘણું કહેવાયું છે પણ અહીં તો સંક્ષિપ્ત સરખામણી સાથે ચરકનાં વચનોનું તત્ત્વ જ જોવાનું છે.

પ્હેલું તો અંતઃકરણ જેવું કાંઇક માનવાની જરૂર છે ખરી ? દેહાદિથી ભિન્ન આત્મ તત્ત્વને માનવાની આવશ્યક્તા ચરક ન્યાયાદિ આસ્તિક દર્શનો

૩૮ જુઓ ન્યા. સૂ. ૩–૧–૧ થી ૧૮

૩૯ ન્યાય સૂત્ર બુદ્ધિને તો આત્માનો ગુણ માને છે, બાકી મન ઇંદ્રિયોને કરણો ગણે છે. ( જુઓ ૩–૨–૨૦ નું ભાષ્ય ). જુઓ સાં. કા. ૩૨, ૩૩. અને બ્ર. સૂ. ૨–૪–૧૧ અને તે ઉપરનું શાંકર ભાષ્ય.

સાથે માને છે. પણ જો આત્મા માનીએ અને બુદ્ધિ, સ્મૃતિ, અહંકાર પેઠે મનને પણ આત્માનું લિંગજ માનીએ તો અંતઃકરણને જુદું માનવાની શી જરૂર છે? ન્યાય સૂત્રનો પૂર્વ પક્ષી, આ વાત હાલના વૈજ્ઞાનિક માનસશાસ્ત્રી પેઠે જુદી રીતે કહે છેઃ—"આત્માનાં પ્રતિપાદક જે કારણો છે તે મનમાં સંભવે છે. માટે જુદો આત્મા માનવાની જરૂર નથી" (ન્યા. સૂ. ૩-૧-૧૬), એટલે કે આત્માને જ મન કહીએ તો શું ખોટું? સૂત્રકાર આ પૂર્વપક્ષનો જવાબ આપે છે કે "જ્ઞાતાને જ્ઞાનનાં સાધનોની જરૂર છે, અને આંખ વગેરે સાધનો છે અને તેનાથી જેમ જોવા વગેરેનું કાર્ય કરે છે તેમ મન્તા (આત્મા) ને સર્વ વિષયો વિચારવા માટે અંતઃકરણ રૂપ વિચારનું સાધન જોઇએ, પછી જ્ઞાતાને મન કહો અને મનને મતિસાધન કહો તો સંજ્ઞાનો આગ્રહ નથી. પણ સુખાદિને ગ્રહણ કરવા માટે એક સાધન-કરણની તો જ્ઞાતાને જરૂર છેજ."

(ન્યા. સૂ. ૨-૧-૧૭, ૧૮ અને તે ઉપર ભાષ્ય)

ઉપરનો વાત્સ્યાયન ભાષ્યનો ઉતારો સૂચવે છે તેમ આપણાં પ્રાચીન દર્શનો અને ચરક પણ બાહ્ય ઇંદ્રિયો સાથેની તથા બ્રહ્મ સૂત્રકાર કહે છે તેમ કારીગર (तक्षा) સાથેની સરખામણીથી ઉપમાન પ્રમાણ-(analogy) થી, અશરીર તત્ત્વના વિચારમાં પણ કર્તા, ભોક્તા અથવા જ્ઞાતાને કરણની આવશ્યક્તા માનવાના મતના છે, હવે અનેક વિવિધ શક્તિઓવાળું એક કરણ માનવું કે એક એક શક્તિ યુક્ત અનેક માનવાં?

क ૨૯ ન્યાય સૂત્રનો એક મન જ માનવાનો મત છે. અને મનની વ્યાખ્યા આપતાં મન માનવાની આવશ્યકતા પણ ન્યાય સૂત્રકારે સૂચવી દીધી છે. "એક કાળે જ્ઞાનની અનુત્પત્તિ એ મનનું લક્ષણ છે." (ન્યા. સૂ. ૧૧-૧૬). ન્યાય સૂત્રકાર જ્ઞાનને આત્માનો ગુણ માને છે અને "ઇંદ્રિયો સાથે અર્થોનો સંયોગ થયા પછી મનના સંયોગની જરૂર નહોય તો એક સાથે સર્વ વિષયોનું જ્ઞાન થવું જોઇએ, પણ એમ નથી થતું, માટે જેની સંનિધિથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને અસંનિધિથી નથી થતું તેનું નામ મન" (ઉપરના સૂત્રનું ભાષ્ય)[૩૯] ચરકે મનનાં નીચે પ્રમાણે બે લક્ષણો આપ્યાં છેઃ-"આત્મા,

---

૩૮ શંકરાચાર્યે અંતઃકરણ માનવાની આવશ્યક્તા દર્શાવતાં બ્રહ્મસૂત્રના શબ્દો ઉતારી ઉપરને મળતી નીચે પ્રમાણે દલીલ કરે છે. "અંતઃકરણ છે એમ જરૂર માનવું જોઇએ, કારણ કે એમ ન માનવાથી આત્મા, ઇન્દ્રિયો અને વિષયોનો સંયોગ હોય ત્યારે હમેશાં જ્ઞાન થવું જોઇએ અથવા ન થવું જોઇએ, પણ એમ અનુભવ નથી થતો માટે જેના અવધાનથી જ્ઞાન થાય અને એથી ઉલટી સ્થિતિમાં જ્ઞાન ન થાય તેવું મન માનવું જોઇએ." બ્ર. સૂ. ૨-૩-૩૨ સૂત્ર ઉપર ભાષ્ય.

ઇન્દ્રિયો, મન અને અર્થોના સન્નિકર્ષથી સુખ અને દુઃખ પ્રવર્તે છે ”
(ચરક શા. ૧–૧૩૬)

વૈશેષિક અને ન્યાય પણ સુખદુઃખના અનુભવ માટે આત્માને મનની જરૂર છે એમ માને છે.[३९] अ મતલબ કે જેમ આત્મા આંખથી જુએ છે તેમ મનથી સુખદુઃખ અનુભવે છે તથા જ્ઞાન મેળવે છે. મનનું બીજું લક્ષણ: “આત્મા, ઇન્દ્રિયો, અને વિષયોનો સન્નિકર્ષ થતાં જ્ઞાન થાય કે ન થાય એ મનનું લક્ષણ છે. મનના સાન્નિધ્યથી અને ઉઘડવાથી જ્ઞાન થાય છે,” (ચરક શા. ૧–૧૬–૧૭)

क ૩૦ ચરકનું આ લક્ષણ તાત્પર્યમાં ન્યાયનાં ઉપર આપેલાં લક્ષણથી જુદું નથી પણ ચરકના શબ્દો વૈશેષિક સૂત્રમાંથી આવ્યા છે.[४०] વળી ચરક મનને અણુ અને એક (પ્રતિ શરીર એક) માને છે. ન્યાય વૈશેષિકનો એજ મત છે.[४१] ચરકે મનને અણુ અને એક માનવા માટે કારણ નથી આપ્યું પણ ન્યાય વૈશેષિક ‘એક સાથે અનેક વિષયોનું જ્ઞાન નથી થતું’ એ કારણ આપે છે. ચરકે સાન્નિધ્ય સાથે મનના વિવૃતપણાને ગણ્યું છે તે વિશેષ છે પણ એનું વિશેષ વિવરણ નથી.

क ૩૧ મનનાં આ લક્ષણો જોતાં મનનો એક અર્થ ધ્યાન–અવધાન (attention) જેવો કર્યો જણાય છે, માત્ર એટલા ખાતર મન જેવા જુદા કરણને માનવાની જરૂર નથી લાગતી પણ ઉપર જોયું તેમ મનને સુખદુઃખનો અનુભવ લેવા માટે સાધન રૂપ ગણ્યું છે.[४१] अ વળી મનની પૃથક્ માન્યતા

---

૩૯ अ ચરકે ઉપરનું લક્ષણ વૈશેષિક સૂત્રમાંથી ઉતાર્યું છે:—

आत्मेन्द्रियमनोर्थसन्निकर्षात्सुखदुःखे

वै. सू. ५–२–१५

४० आत्मेन्द्रियार्थसन्निकर्षे ज्ञानस्य भावोऽभावश्च मनसो लिङ्गं ॥

वै. सू. ३–२–१.

४१ प्रयत्नायौगपद्याज्ज्ञानायौगपद्याच्चैकम्

वै. सू. ३–२–३.

ज्ञानायौगपद्यादेकं मनः ।

न्या. सू. ३–२–५७.

यथोक्तहेतुत्वाच्चाणु

न्या. सू. ३–२–६०

૪૧ अ ચરક સુખદુઃખાદિને સ્પષ્ટ રીતે આત્મ (માનસ) પ્રત્યક્ષ કહે છે (જુઓ વિ. અ. ૮ પ્રત્યક્ષ લક્ષણ)

જૂના વખતથી ચાલી આવતી હતી અને મનના ધર્મો માટે પણ ન્યાય વૈશે-ષિકનો મત સર્વ માન્ય નથી. ઉપનિષદોમાં ન્યાય વૈશેષિકના મતને ટેકો આપતાં કહ્યું છે કે " બીજે મનવાળો હું હતો માટે ન જોયું, બીજે મન હતું માટે ન સાંભળ્યું, મનથી આત્મા જુએ છે, મનથી સાંભળે છે. " ( બૃ. ઉ. ૧-૫-૩ ). પણ એ પછી તરત જ મનનો વિશાળ અર્થ કરીને " કામ, સંકલ્પ, વિચિકિત્સા, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, હ્રી, ધી ( બુદ્ધિ ), ભી ( બીક ), આ બધું મન જ છે. " (એજન) એમ કહ્યું છે. આ રીતે ન્યાય વૈશેષિક અને ચરક જે ઈચ્છા ( કામ ) બુદ્ધિ વગેરેને આત્માનાં લિંગ કહે છે તેને ઉપનિષદ્ મનના ધર્મો કહે છે. મતલબકે ઉપનિષદ્ કાળથી કામાદિ ધર્મોથી યુક્ત મનને આત્માથી ભિન્ન માનવાનો સંપ્રદાય ચાલતો હશે, વળી આ કામાદિ વૃત્તિઓનું કાંઈક વર્ગીકરણ કરીને મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એવા એક જ અંતઃકરણના ત્રણ ચાર ભેદો પણ ઉપનિષદ્ કાળથી મનાવા લાગેલા. " ઇંદ્રિયોથી ઉપર અર્થો, તેથી ઉપર મન અને મનથી ઉપર બુદ્ધિ " ( કઠ. ૧-૩-૧૦ ) એ વાકયમાં મન અને બુદ્ધિ બે કહ્યાં છે, જ્યારે પ્રશ્ન ઉ. ના એક વાકયમાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર ચાર કહ્યાં છે. ( પ્રશ્ન. ઉ. ૪-૮ )

ક ૩૨ આ રીતે અંતઃકરણને વિવિધ માનવાના સંપ્રદાયને સાંખ્યશાસ્ત્રે સ્થિરરૂપ આપ્યું. સાંખ્યકારિકા કહે છે. " બાહ્ય કરણ દશધા છે.-પાંચ કર્મે-ન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને અંતઃકરણ ત્રિવિધ છે. બુદ્ધિ, અહંકાર, અને મન. આમાં બાહ્ય કરણ વર્તમાન કાલનું જ ગ્રહણ કરે છે અને આભ્યન્તર કરણો-જે ત્રિકાલગ્રાહી છે તેના વિષયરૂપ છે. " ( સાં. કા. ૩૩ ).

આમાં " મનનો ગુણ સંકલ્પ કરવાનો છે, વળી મન બુદ્ધિન્દ્રિય તથા કર્મેન્દ્રિયની પ્રવૃત્તિ કલ્પે છે. " ( સાં. કા. ૨૭ ) એ રીતે મનનું લક્ષણ સાંખ્યે આપ્યું છે.

સાંખ્ય, બુદ્ધિને અધ્યવસાય રૂપ એટલે નિશ્ચય રૂપ માને છે અને તેના સાત્વિક, અને તામસ બે ભેદ માને છે; "ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ બુદ્ધિનું સાત્વિક રૂપ અને એથી વિપરીત રૂપ એ તામસ " ( કા. ૨૩ ). અને ' અભિમાન એ જ અહંકાર ' ( કા. ૨૪ ). પ્રત્યક્ષ વિષય ગ્રહણમાં " બુદ્ધિ, અહંકાર, મન અને તે તે ઇંદ્રિય એ ચારે મળીને તે તે વિષયોનું ગ્રહણ કરે છે " એમ સાંખ્ય માને છે ( કા. ૩૦ ).

ક ૩૩ યોગસૂત્ર પાંચ વૃત્તિઓવાળું એક ચિત્ત માને છે. (૧) પ્રમાણ ( પ્રત્યક્ષ, અનુમાન અને આગમ ), (૨) વિપર્યય ( મિથ્યાજ્ઞાન-અવિદ્યા ), (૩) વિકલ્પ, (૪) નિદ્રા અને (૫) સ્મૃતિ એ રીતે ચિત્તની પાંચ વૃત્તિઓ માને

છે ( યો. સૂ. ૧–૫ થી ૧૧ ) અને અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ ( મરવાની અનિચ્છા–જીવવાની તૃષ્ણા ) એ પાંચને ઉપર કહેલ ચિત્તવૃત્તિઓની પ્રવૃત્તિના કારણ રૂપ ક્લેશો કહે છે. ( યો. સૂ. ૨–૩ ) સુખ અને દુ:ખને તો યોગશાસ્ત્ર રાગ અને દ્વેષ સાથે જોડાયેલ માને છે ( ૨–૭,૯ ).

ક ૩૪ વેદાંત સાંખ્ય પેઠે ચિત્તના બે કે વધારે ભેદ માને છે. ભગવાન્ શંકરાચાર્યને તો અંતઃકરણનું સ્વરૂપ કેવું મનાય તેનો આગ્રહ નથી. તેઓ કહે છે કે "ઉપાધિરૂપ અંતઃકરણ મન, બુદ્ધિ, વિજ્ઞાન, ચિત્ત એ રીતે અનેક નામોથી બોલાય છે. ક્વચિત્ વૃત્તિ વિભાગ કરીને સંશયાદિ વૃત્તિવાળું મન, નિશ્ચયાદિ વૃત્તિવાળી બુદ્ધિ, એમ પણ કહેવાય છે." ( બ્ર. સૂ. ૨–૩–૩૨નું ભાષ્ય ) આ રીતે બે વિભાગ માટે શંકરે મહાભારતનો આશ્રય લીધો હશે ( જુઓ મ. શાં. ૧૯૨–૨૦ ) પણ પાછળના વેદાન્તીઓએ મોટે ભાગે નીચે પ્રમાણે વ્યવસ્થા સ્વીકારી છે. "સત્તર અવયવોવાળું સૂક્ષ્મ શરીર, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ વાયુઓ અને બુદ્ધિ તથા મન" (વેદાંત સાર ખંડ ૧૩)

અહીં 'સંકલ્પ વિકલ્પાત્મક અંતઃકરણ વૃત્તિ'ને મન અને 'નિશ્ચયાત્મક વૃત્તિ'ને બુદ્ધિ એ રીતે બે જ ભેદ પાડયા છે, પણ બીજા વેદાન્તીઓ ચાર ભેદ પણ પાડે છે.[૪૨] વેદાંત સારના કર્તા અનુસંધાનાત્મક અંતઃકરણ વૃત્તિ રૂપ ચિત્તનો તથા અભિમાનાત્મક અહંકાર વૃત્તિનો મન અને બુદ્ધિમાં સમાવેશ કરે છે.[૪૩]

ક ૩૫ હવે ચરક શું કહે છે તે જોઇએ. ચરક ચાર કે ત્રણ નહિ પણ બે જ ભેદ ઘણું કરી મહાભારતને અનુસરી, સ્વીકારે છે. મન અને બુદ્ધિ. મનનું ન્યાય વૈશેષિકને અનુસરતું ચરકોક્ત લક્ષણ ઉપર આપ્યું છે. પણ તરત જ ચરક મનનાં કર્મો તરીકે ચિન્તન, વિચાર, ધ્યાન, સંકલ્પ અને ઉહને ગણાવે છે ( ચરક શા. ૧–૧૮ ), વળી મનના કર્મને ચરક ત્રિવિધ ગણે છે "(૧) ઇંદ્રિયોને દોરવી, (૨) પોતાનો નિગ્રહ અને (૩) ઉહ તથા વિચાર" "આથી આગળ બુદ્ધિની પ્રવૃત્તિ છે" (એજન. ૧૯). અહીં ઉહ અને વિચાર બેમાં સંકલ્પાદિનો સમાવેશ કર્યો લાગે છે. પછી બુદ્ધિની પ્રવૃત્તિ દર્શાવતાં વિષય ગ્રહણની સમગ્ર પ્રક્રિયા નીચે પ્રમાણે દર્શાવે છે:—

"મન સહિત ઇંદ્રિયથી તે તે ઇંદ્રિયના વિષયનું ગ્રહણ થાય છે. પછી મનથી જ એના ગુણ કે દોષની કલ્પના થાય છે. પછી એ વિષયમાં કોઇક જાતની નિશ્ચયાત્મક બુદ્ધિ થાય છે અને તે બુદ્ધિ વડે માણસ બુદ્ધિ પૂર્વક બોલવા કે કર્મ કરવા માંડે છે" ( એજન ૨૦–૨૧ ).

---

૪૨ જુઓ સુરેશ્વરાચાર્યના પંચીકરણ વાર્તિકમાંથી વેદાંતસારના વિદ્વન્મનોરંજની ટીકામાં ઉતારેલા શ્લોકો ( ખંડ–૧૩ )

૪૩ વેદાંત સાર તથા એની ટીકા ખંડ ૧૩.

બુદ્ધિશબ્દને અન્યત્ર માત્ર જ્ઞાનના અર્થમાં વાપરીને ચરક કહે છે કે "જે ઇંદ્રિયના આશ્રયથી જે બુદ્ધિ–જ્ઞાન મળે છે તે, તે ઇંદ્રિયના (ચક્ષુબુદ્ધિ વગેરે) નામથી ઓળખાય છે અને મનની બુદ્ધિ મનના નામથી."

(એજન ૩૦)

અહીં ચરકની મતલબ આંખ, કાન વગેરેથી તથા વિચાર કરવાથી જે જ્ઞાન મળે છે તેનો નિર્દેશ કરવાની છે, આ જ્ઞાન વિષય અને અસરના ઘણા ભેદ હોવાથી ઘણા પ્રકારનું હોય છે. (એજન ૩૧)

ચરક આ અંતઃકરણને અચેતન માને છે. ચરક કહે છે કે "મન અચેતન ક્રિયાવાળું છે. જ્યારે પુરૂષ એને ચેતન આપનાર છે, માટે મનથી યુક્ત પુરૂષની ક્રિયાઓ કહેવાય છે, અર્થાત્ ચેતન પુરૂષ કર્તા ગણાય છે."

(એજન ૭૩, ૭૪)

અહીં મનશબ્દ અંતઃકરણના અર્થમાં વાપર્યો છે એમ સ્પષ્ટ દેખાય છે. અંતઃકરણને અચેતન માનવાની પરંપરા સાંખ્યવેદાંતની છે.

## ઇન્દ્રિયો

ક. ૩૬ પુરૂષના અર્થ સાથેના સંયોગમાં બુદ્ધિ અને મનનો સંબંધ ઉપર કહ્યો, ઇંદ્રિયોનો અર્થ સાથે સંબંધ (ચક્ષુ સાથે રૂપનો વગેરે) જે પ્રત્યક્ષ છે તે જ ચરક માને છે. ન્યાય વૈશેષિક માત્ર પાંચ જ્ઞાનેન્દ્રિયોને જ માને છે.[44] પણ ચરક તો પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો સાંખ્ય વેદાંતને અનુસરી માને છે. છતાં સાંખ્ય પેઠે ઇંન્દ્રિયોને આહંકારિક નહિ પણ ચરક ભૌતિક માને છે એ ઉપર કહ્યું જ છે. વળી ઇંદ્રિયો પાંચ ભૌતિક હોવા છતાં "જે જે ભૂતના ગુણ જે જે ઇન્દ્રિય ગ્રહણ કરે છે તે તે ભૂત તે તે ઇન્દ્રિયમાં અધિકરૂપે છે." દા. ત. ચક્ષુરૂપનું ગ્રહણ કરે છે તો એમાં તેજ અધિક છે, (ચરક શા. ૧ શ્લો. ૪૨) એમ ચરક માને છે.[45]

ચરકે ઉપરના વચનમાં અધિકશબ્દ વાપર્યો છે એટલે શ્રોત્રાદિ ઇન્દ્રિયોમાં ક્રમશઃ આકાશાદિ અધિક છે એવો અર્થ થાય, પણ ન્યાય વૈશેષિક 'ભૂયસ્ત્વ' શબ્દ વાપરે છે. અને ટીકાકારો અર્થ કરે છે, કે ઘ્રાણેન્દ્રિયનું ઉપાદાન

---

૪૪ ન્યાયવૈશેષિક કર્મેન્દ્રિયોનાં કર્મો શરીરથી થાય છે, એમજ માને છે. (જુઓ ન્યાયસૂ. ૧-૧-૧૧ અને ૧૭ તથા તે ઉપર વિશ્વનાથભટ્ટની વૃત્તિ).

૪૫ વેદાંત તો કાન વગેરે જ્ઞાનેન્દ્રિયો અપંચીકૃત આકાશાદિના સાત્ત્વિક અંશમાંથી ઉત્પન્ન થાય છે એમ માને છે. વેદાંતસાર ખંડ ૧૩.

કારણુ પૃથિવી છે, કારણુ કે પૃથિવી ગન્ધવાળી છે અને પૃથિવીનું વિશેષપણું–ભૂયસ્ત્વ ઘ્રાણેન્દ્રિયમાં છે. એ જ રીતે રસનેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય વગેરે માટે સમજવું. હવે ન્યાય વૈશેષિક પૃથિવીના પરમાણુઓમાં ગન્ધાદિ ચાર ગુણો માને છે, પાણીમાં ત્રણ માને છે તેજમાં બે અને વાયુ તથા આકાશમાં એક એક જ. છતાં ઘ્રાણેન્દ્રિય કેમ ગન્ધનું જ ગ્રહણ કરે છે એનો ખુલાસો પણ ભૂયસ્ત્વથી કરે છે,[૪૬] કે પૃથિવી વગેરેમાં એક કરતાં વધારે ગુણો હોવા છતાં બધા ગુણો નહિ પણ એક એક મુખ્ય ગુણ જ અભિવ્યક્ત થાય છે, તેમજ ઘ્રાણાદિ ઇન્દ્રિયો સર્વ ગુણોનું નહિ પણ એક એક ગુણનું જ ગ્રહણ કરે છે. વાત્સ્યાયન ભાષ્યના શબ્દો ઉપરથી 'ભૂયસ્ત્વ'નો અર્થ ઉપર કહ્યો છે તે ઉપરાંત ઘ્રાણાદિ ઇન્દ્રિયોમાં ગન્ધાદિ સ્વગુણને જ ગ્રહણ કરવાની ખાસ શક્તિ છે એવો અર્થ પણ નીકળે છે. ચરકનું તથા ન્યાય વૈશેષિકનું મન્તવ્ય એક નથી એ સ્પષ્ટ છે. ન્યાયશાસ્ત્રનો છેલ્લો શક્તિ વિશેષ માનવાનો ખુલાસો આધુનિક વિજ્ઞાનને અનુકૂળ છે.

क ૩૭. જ્ઞાનેન્દ્રિયોને સાંખ્યાદિ દર્શનો પેઠે ચરક પણ 'અપ્રત્યક્ષ અને 'કર્મથી અનુમેય' માને છે.[૪૭]

(જુઓ ચ. શા. ૧–૨૨ અને સૂ. અ. ૧૧–૭).

હવે ઇન્દ્રિયો પાંચ જ છે એ મતની સ્થાપના કરતાં ન્યાય સૂત્રે એક જ ઇન્દ્રિય છે એ વાદનું ખંડન કર્યું છે.[૪૮] પણ ચરક એક સ્થળે કહે છે કે "ત્વચા એક જ ઇન્દ્રિય છે, કારણકે બધી ઇન્દ્રિયોમાં એ વ્યાપક છે, અને ચેતઃ સમવાયી છે." આ રીતે ઇન્દ્રિયનું એકત્વ કહેવાનું કારણ અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ જુદી જુદી ઇન્દ્રિયનો જુદો જુદો નથી માન્યો એ છે. ઇન્દ્રિય એક હોય તો પાંચે ઇન્દ્રિયો જુદા જુદા અર્થનું કેમ ગ્રહણ કરે છે? એ શંકાનું સમાધાન "ભાવ વિશેષ-ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોની ગ્રહણશક્તિમાં ફેર–છે" એમ કહીને કર્યું છે (ચરક સૂ. ૧૧–૩૮) ચરકની મુખ્ય માન્યતા તો પાંચ જ્ઞાનેન્દ્રિયોની છે, એ ઉપર જોયું છે.

ઇન્દ્રિયો પ્રત્યક્ષ વિષયનું ગ્રહણ કેવી રીતે કરે છે એ વિષે વિવિધ દર્શનોમાં સ્વસ્વમતાનુસાર ઘણી ચર્ચા કરેલી છે. પ્રત્યક્ષ પ્રમાણની ચર્ચાનું એ એક અંગ છે, પણ ચરકમાં એ ચર્ચા ન હોવાથી અહીં જેવાની જરૂર નથી.

---

૪૬ જુઓ વૈ. સૂ. ૮–૨–૫, ૬ અને ન્યા.સૂ. ૩–૧–૬૫; ૬૬ તથા કીથનું Indian Logic & Atomism p. 80.

૪૭ તર્કભાષા. પા. ૬૭ કીથ–૮૦, સાંખ્ય અને વેદાંત જ્ઞાનેન્દ્રિયોને સૂક્ષ્મ માને છે એ ઉપર આવી ગયું છે.

૪૮ જુઓ ન્યા–સૂ. त्वगव्यतिरेकात् ૩–૧–૫૨, ૫૩.

## સુખ, દુઃખ અને તેનું કારણ

ક. ૩૮ આત્માના જ્ઞાનલિંગ સંબંધી કેટલોક વિચાર અંતઃકરણના વિચારમાં આવી ગયો, પણ સુખ, દુઃખ, રાગ, દ્વેષ વગેરે જે બીજાં આત્માનાં લિંગો ગણાવ્યાં છે તેનો વિચાર બાકી છે. ચરકે દાર્શનિક કે પ્રમાણશાસ્ત્રીય દૃષ્ટિથી સુખદુઃખાદિનું નિરૂપણ નથી કર્યું પણ વૈદકશાસ્ત્રની દૃષ્ટિથી કર્યું છે. ચરકના નિદાનવાદમાં રોગરૂપ દુઃખનું એક કારણ હીન મિથ્યા અને અતિયોગને માનેલ છે. એટલે ઇન્દ્રિયો સાથે અર્થોનો હીન, મિથ્યા કે અતિ યોગ દુઃખ કારણ થાય છે અને સમ્યગ્ યોગ સુખકારણ થાય છે. (એજન ૧૨૬, ૧૨૭) આ પ્રક્રિયા રોગ શિવાયનાં દુઃખોમાં પણ લાગુ પડે એવી છે પણ દાર્શનિક દૃષ્ટિએ સુખદુઃખની આ મીમાંસા ચરકને અધુરી લાગે છે અને ચરક કહે છે કે "આત્મા, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, અર્થો અને કર્મ ( અદૃષ્ટ ) એટલાંનો સંયોગ હોય ત્યારે સુખદુઃખ થાય છે." ( એજન ૧૩૦ ) પણ દેખીતી રીતે તો "સ્પર્શનેન્દ્રિય સંસ્પર્શ અને માનસસ્પર્શ એમ બે જાતનો સ્પર્શ સુખદુઃખરૂપ વેદનાઓનો પ્રવર્તક છે." ( એજન ૧૩૧ )

ક. ૩૯ અહીં સ્પર્શનેન્દ્રિય સંસ્પર્શ કહ્યો છે તેથી સર્વ જ્ઞાનેન્દ્રિયોનો તેના તેના વિષયો સાથેનો સંયોગ વિવક્ષિત છે. સ્પર્શનેન્દ્રિય એકજ ઇન્દ્રિ છે એવો ચરકનો મત ઉપર નોંધ્યો છે, અહીં પણ સ્પર્શ શબ્દ વાપરી શકાય માટે સ્પર્શનેન્દ્રિય એમ કહેલું છે, ઇન્દ્રિયોનો અર્થ સાથે સંયોગ એક પ્રકારનો સ્પર્શ છે એમ કહેવામાં વાંધો નથી. ગીતાએ પણ 'માત્ર સ્પર્શ' શબ્દ વાપર્યો છે અને "માત્રસ્પર્શોને સુખદુઃખ આપનાર" કહ્યા છે.

( ગીતા. અ. ૨ શ્લો. ૧૪ )

ચરકે સ્પર્શનેન્દ્રિયસંસ્પર્શ ઉપરાંત માનસસ્પર્શને પણ સુખદુઃખ પ્રવર્તક ગણ્યો છે, મન સાથે મનના અર્થોને ચરકે ગણેલ છે એ ઉપર જોયું છે અને ઘણીવાર અમુક વિચારથી કે અમુક યાદ આવવાથી સુખદુઃખ થાય છે એ પ્રસિદ્ધ અનુભવ છે.

"સુખદુઃખ રૂપ વેદનાઓનું અધિષ્ઠાન પણ ઇન્દ્રિયો સાથે શરીર અને મન બેય છે" એમ ચરક કહે છે. અને "વાળ, નખના આગલા ભાગો, મળ વગેરે જડ ભાગોમાં વેદના નથી થતી." એ ઉમેરે છે. ( એજન ૧૩૪ )

ચરક રોગના પણ શારીર અને માનસ એમ બે ભેદ પાડે જ છે.

( ચરક સૂ. ૧-૫૪ )

ક. ૪૦ અહીં પ્રશ્ન એ ઉઠે છે કે જો સ્પર્શનેન્દ્રિય સ્પર્શ કે માનસ સ્પર્શજ સુખદુઃખનું કારણ હોય તો સુખાભિલાષી આત્મા સુખકારક સ્પર્શોને જ સ્વીકારે અને દુઃખકારક સ્પર્શોને ન સ્વીકારે એટલે માણસ સદાય સુખી

જ—નીરોગ જ રહે પણ એવું જોવામાં નથી આવતું. ત્યારે શું આત્મા પરતંત્ર છે? અને તેને અણગમતા દુઃખકારક સ્પર્શો પરાણે સ્વીકારવા પડે છે? આજ પ્રશ્ન અગ્નિવેશે મુકયો છે ( ચરક શા. ૧-૪, ૫ ) અને પુનર્વસુ એનો જવાબ આપે છે તેમાં જીવની સ્વતંત્રતા ( free will )નો વિચાર આવી જાય છે. આ પ્રશ્ન દર્શનોએ પણ વિસ્તારથી ચર્ચ્યો છે.

"આત્મા સ્વતંત્ર હોય તો એ દુઃખકર ભાવોથી કેમ બળપૂર્વક દબાય છે?" એ પ્રશ્નના જવાબમાં ચરક પોતાનો સુખદુઃખ કારણવાદ સ્પષ્ટ કરે છે. "આત્મા સ્વતંત્ર છે અને સ્વતંત્રતાથી તે તે કર્મ કરે છે કે જેનું ફળ તે ભોગવે છે. એજ આત્મા સ્વતંત્ર હોવાથી ચિત્તનું સમાધાન કરે છે અને બધું ( શુભાશુભ ફળ ) છોડી દે છે." ( એજન ૭૬ )

ક. ૪૧ કર્તા જો સ્વતંત્ર હોય તો જ પુણ્યાપુણ્યની વ્યવસ્થા સંભવે, જો કર્તા પરતંત્ર હોય તો સારાં કર્મથી પુણ્ય એટલે શુભફળનો અને ખરાબ કર્મથી પાપનો એ ભોકતા ન થવો જોઈએ એ સાદી દલીલ સમર્પક છે. અને જેઓ પુણ્યાપુણ્ય વ્યવસ્થા માને છે તેઓને કોઈક જાતની કર્તાની સ્વતંત્રતા માનવી પડે છે.[૪૯] કર્મવાદ સ્વીકારવામાં જ અમુક પ્રકારની પરાધીનતા તો આવી જ જાય છે. એમ તો કુદરતના નિયમો, આનુવંશિક વારસો વગેરે આધુનિકવાદો માનવામાં પણ પરાધીનતા કબુલ કરવી પડે છે, પણ કર્મવાદ માન્યા છતાં જીવ પોતાની ઉન્નતિ કરવા માટે સ્વતંત્ર રહે છે એવું પ્રાચીન આસ્તિક આચાર્યોએ માન્યું છે. અને ચરકાચાર્ય પણ માને છે.

ક. ૪૨ પરંતુ જો જીવાત્મા સ્વતંત્ર હોય તો પોતાને દુઃખ ભોગવવું પડે એવું કર્મ કેમ કરે? આનો જવાબ પ્રારબ્ધવશ થઇને એમ કોઈએ નથી આપ્યો? પણ તૃષ્ણા, કામના, રાગદ્વેષ, કામ, ક્રોધ વગેરે શબ્દોથી ઓળખાતી સ્વાભાવિક વૃત્તિને દુઃખ (સુખદુઃખ)નું કારણ માની છે.[૫૦]

---

૪૯ સાંખ્ય અને મીમાંસા તો ઈશ્વરને માનતાં જ નથી એટલે જીવને કોને આધીન માને? કુદરત—સ્વભાવને આધીન માણસને રહેવું પડે છે એમ લોકાયતિકોએ માન્યું છે, પણ જેઓએ કર્મવાદ સ્વીકાર્યો છે, તેની અહીં વાત છે. બ્રહ્મસૂત્રકાર "જીવાત્માએ કરેલા પ્રયત્નની અપેક્ષાએ ઇશ્વર એની પાસે કર્મ કરાવે છે અને પછી કર્મને અનુસરતું ફળ આપે છે" એમ કહે છે (જુઓ બ્ર. સૂ. ૨-૩-૪૧, ૪૨ અને તે ઉપર શાંકરભાષ્ય ) જીવાત્માના પુરૂષાર્થને ઇશ્વર ફળ આપે છે એટલું તો ન્યાયભાષ્યને પણ સંમત લાગે છે ( ન્યા. સૂ. ૪-૧-૧૯ થી ૨૧ ઉપર ભાષ્ય ).

૫૦ આ ખુલાસો ઘણો જૂનો છે. બૃ. ઉપનિષદ્ કહે છે કે **काममय एवायं पुरुष इति स यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसंपद्यते।** ( બૃ. ઉ. ૪-૩-૫ )

ચરક પણ કહે છે કે-"ઇચ્છાદ્વેષાત્મક તૃષ્ણા સુખદુઃખથી પ્રવર્તે છે, વળી તૃષ્ણા પોતે જ સુખદુઃખનું કારણ કહેવાય છે, આ તૃષ્ણા વેદનાના આશ્રયરૂપે કહેલા ભાવોને ગ્રહણ કરે છે. જો ઉપાદાન ન હોય તો સ્પર્શ ન થાય અને અસ્પૃષ્ટ માણુસ વેદનાઓને ન જાણે." (ચ. શા. ૧-૧૩૨, ૧૩૩).

ચરકની કહેવાની મતલબ એમ લાગે છે કે મૂળ તૃષ્ણાથી સુખદુઃખના આશ્રય-કારણરૂપ ઇન્દ્રિયો અને અર્થોના સંયોગો થાય છે. આ સંયોગથી સુખ અથવા દુઃખ થાય છે અને ફરી સુખથી ઇચ્છારૂપ અને દુઃખથી દ્વેષરૂપ તૃષ્ણા ઉત્પન્ન થાય છે. આ રીતે આ ચક્ર ચાલ્યા કરે છે. જો કે મહાભારતમાં-યે તૃષ્ણાની સુખદુઃખના કારણરૂપે માન્યતા મળે છે[૫૧] પણ એ મુખ્યત્વે બૌદ્ધ માન્યતા છે. પ્રાચીનતમ બૌદ્ધ સાહિત્યમાં તન્હા (તૃષ્ણા)-જીવવાની તૃષ્ણાને, સર્વ દુઃખને કારણ ગણ્યું છે.[૫૨] બૌદ્ધ પ્રતીત્ય સમુત્પાદમાં જન્મ,

---

આ રીતે કર્મના મૂળમાં સંકલ્પ અને સંકલ્પને પ્રેરક કામ-કામના છે એમ ઉપનિષદ્ કહે છે. ગીતા બીજી રીતે એજ વાત કહે છે. અર્જુન પૂછે છે કેઃ—

अथ केन प्रयुक्तो यं पापं चरति पुरुषः ।

अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

અને ભગવાન્ જવાબ આપે છે કે

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः

(ગી. અ. ૩-૩૬, ૩૭)

મનુ બૃ. ઉ. ના ઉપલા કથનનો અનુવાદ કરે છેઃ—

यद्यद्धि कुरुते जन्तु स्तद् तद्कामस्य चेष्टितम्

૫૧ तृष्णाबद्धं जगत्सर्वं चक्रवत्परिवर्तते

बिसतन्तुर्यथैवाथ मन्तस्थः सर्वतोबिसे

तृष्णातन्तुरनाद्यन्तस्तथादेहगतः सदा ॥

મ. શાં. ૨૧૯-૪૧, ૪૨.

અન્યત્ર ગીતા પેઠે કામક્રોધને આગળ કરે છેઃ—

कामानुसारी पुरुषः कामाननु विनश्यति ।

એજન ૧૭૩-૪૬

वृत्त एष हृदि प्रौढो मृत्युरेष मनोभवः ।

क्रोधो नाम शरीरस्थो देहिनां प्रोच्यते बुधैः ॥

એજન ૧૭૩-૫૧

૫૨ જુઓ Oldenberg, 1882 p. 223.

જરા મરણની કારણ પરંપરા, બુદ્ધત્વે નીચે પ્રમાણે માની છે. "અવિદ્યા સંસ્કાર, વિજ્ઞાન, નામરૂપ, ષડાયતન, સ્પર્શ, વેદના, તન્હા (તૃષ્ણા), ઉપાદાન, ભવ, જાતિ અને જરા મરણ."[૫૩]

આ બૌદ્ધવાદમાંના સ્પર્શ, વેદના, તૃષ્ણા અને ઉપાદાન જેવા શબ્દો ચરકે વાપર્યા છે એ ઉપરથી પણ બૌદ્ધ અસર ચરકનાં ઉપલાં વચનમાં માનવાનું મન થાય છે.

ક. ૪૩ ચરકે ઉપલા વચનમાં માત્ર વર્તમાનકાલિક સુખદુઃખનો વિચાર કર્યો હોય એમ લાગે છે. પણ અન્યત્ર ચરક કહે છે કે "દુઃખ અને દુઃખના આશ્રયરૂપ શરીર આપનાર પરમ કારણ ૫૩ અ ઉપધા-તૃષ્ણા છે. અને સર્વ તૃષ્ણાઓનો ત્યાગ એ સર્વ દુઃખોને દૂર કરનાર થાય છે. જેમ કોશેટો પોતાનું મૃત્યુ ઉત્પન્ન કરનાર તંતુઓનું ઉપાદાન કરે છે તેમ સદા દુઃખી એવો અજ્ઞાની અર્થોની તૃષ્ણા સેવે છે. જેઓ અર્થોને અગ્નિ જેવા જાણીને તેમાંથી નિવૃત્ત થાય છે તેઓને અનારંભથી અને અસંયોગથી દુઃખનો સંયોગ પ્રાપ્ત થતો નથી." (ચરક શા. ૧-૯૩ થી ૯૫).

આ વાક્યમાં ચરકની કહેવાની મતલબ એમ છે કે અજ્ઞાની માણસ તૃષ્ણાથી પ્રવૃત્તિ કરે છે, પ્રવૃત્તિથી ધર્માધર્મ મેળવે છે, ધર્માધર્મથી શરીર (ફરી ફરી જન્મ) પામે છે, અને પરિણામે દુઃખ પામે છે. વળી આ વાક્યમાંથી એવો અર્થ ફલિત થાય છે કે પ્રવૃત્તિના મૂળરૂપ તૃષ્ણા અજ્ઞાનીમાં જ હોય છે. એટલે કે સર્વ દુઃખનું અંતિમ મૂળ અજ્ઞાન છે. પ્રતીત્ય સમુત્પાદ વાદમાં પણ અવિદ્યાને સર્વનું મૂળ ગણેલ છે. આ અજ્ઞાન કે અવિદ્યા એટલે શું? ઉપનિષદોમાં જેમ કેટલેક સ્થળે કામને સંસારનું મૂળ કહેલ છે અને "જેની સર્વ કામનાઓ છુટી ગઈ તે મુક્ત થાય છે એમ કહ્યું છે."[૫૪] તેમ અન્યત્ર

---

અને ધમ્મપદઃ—"જેમ મૂળ સાજાં અને દઢ રહ્યાં હોય તો કાપેલું ઝાડ ફરી ફરી ઉગે છે તેમ તૃષ્ણાની સૂક્ષ્મ વાસનાનો નાશ ન થયો હોય તો આ દુઃખ ફરી ફરી થાય છે."
(૩૩૮) ગુ. ભાષાંતર પા. ૧૦૭

૫૩ જુઓ Indian Philosophy Vol. I. p. 411 note 3.
Oldenberg 1882 p. 225, 226.

૫૩ અ ઉપધાનો અર્થ વૈશેષિક સૂત્રકારે 'ભાવદોષ' કર્યો છે (વૈ. સૂ. ૬-૨-૪) ચરકમાં એજ અર્થ હોવો જોઈએ, પણ ટીકાકારે તૃષ્ણા અર્થ કર્યો છે.

૫૪ यदा सर्वे प्रमुच्यन्ते कामा ये ऽस्य हृदिश्रिताः
अथ मर्त्योऽमृतो भवति अत्र ब्रह्म समश्नुते ॥

કઠ. ઉ. ૨-૩, ૧૪.

"પરમ પુરૂષને જાણીને મુક્ત થાય છે." (કઠ ૨-૩-૮), "જે પરમબ્રહ્મને જાણે છે તે બ્રહ્મ જ થાય છે" (મુંડક ૩-૨-૯), "જેઓ તેને જાણે છે તે અમૃત થાય છે અને બીજાઓ દુઃખ પામે છે" (બૃ. ઉ. ૪-૪-૧૪), "અન્ધતમથી વીંટાયેલા અનન્દ નામના લોકમાં મુઆ પછી અવિદ્વાનો અને અબુધો જાય છે" (એજન ૧૦) વગેરે અનેક વચનોમાં બ્રહ્મજ્ઞાનથી મુક્તિ અને બ્રહ્મના અજ્ઞાનથી દુઃખ એવો વાદ મળે છે. આ રીતે ખરૂં જોતાં સકામ માણસ દુઃખી અને અકામ નિષ્કામ, આપ્તકામ એ મુક્ત[૫૫] એ એક વાદ અને આત્માના જ્ઞાન વગરનો એ દુઃખી અને આત્મજ્ઞાની એ મુક્ત એ બીજો વાદ એ પ્રમાણે બે ભિન્ન ભિન્ન વાદો ઉપનિષદોમાં મળે છે, સામાન્ય રીતે પણ જગત્‌માં અજ્ઞાન અને તૃષ્ણા બેય દુઃખનાં કારણ દેખાય છે. પરંતુ ઉપનિષદ્‌માં "જો આ હું છું એમ આત્માને જાણે તો કઈ ઈચ્છાથી, કઈ કામના માટે શરીર પછવાડે દુઃખી થાય" (બૃ. ઉ. ૪-૪-૧૨) "તે પરાવર આત્મા દેખાતાં હૃદયની ગ્રન્થિ કપાઈ જાય છે" (મુંડક ૨-૨-૮) વગેરે વચનોની અસરથી અથવા ગમે તે કારણથી જ્ઞાનનું મહત્ત્વ પ્રાચીનોના મનમાં વધારે વસી જતાં અજ્ઞાન-અવિદ્યા એ કામનાનું પણ કારણ એટલે દુઃખનું પરમ કારણ એવો મત દર્શનિકોમાં પ્રચલિત થયો. બૌદ્ધોએ અવિદ્યાને મૂળ કારણ માનેલ છે અને આસ્તિક હિન્દુ દર્શનો પણ અવિદ્યાને જ સંસારનું મૂળ કારણ માને છે. પણ અવિદ્યા અથવા અજ્ઞાનનો સર્વ દર્શનોમાં એક અર્થ નથી.

પ્રાચીનતમ બૌદ્ધ સાહિત્યમાં અવિદ્યાનો અર્થ ચાર આર્ય સત્યોનું અજ્ઞાન એવો જ જોવામાં આવે છે. ચાર આર્ય સત્યો ન જાણવાથી માણસ જન્મ મરણના ફેરામાં પડે છે અને જાણ્યા પછી પુનર્જન્મ પામતો નથી[૫૬] પણ આ દૃશ્યમાન જગતનું મુળ કારણ અવિદ્યા છે, વસ્તુતઃ સર્વ શૂન્ય જ છે પણ અવિદ્યાથી નામરૂપ, વિજ્ઞાન વગેરે રૂપે ભાસે છે એવો પણ પાછેળના બૌદ્ધોએ અવિદ્યાનો અર્થ કર્યો છે.[૫૭]

સાંખ્ય "જ્ઞાનથી અપવર્ગ અને અજ્ઞાનથી બન્ધ માને છે."[૫૮] આ જ્ઞાન

---

૫૫ अथाकाममयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति

(બૃ. ઉ. ૪-૪-૬)

૫૬ જુઓ સમ્માદિટ્ઠી સુતન્ત (મજ્ઝિમ નિકાય), તથા મહાવગ્ગ ૧, ૨૯ Oldenberg 1882 p. 240

૫૭ જુઓ પ્રજ્ઞાપારમિતા એજન p. 258

૫૮ સાં. કા. ૪૪

એટલે સાંખ્યોક્ત પચ્ચીશ તત્ત્વોનું જ્ઞાન=હું-દ્રષ્ટા પુરૂષ, પ્રકૃતિ અને તેના વિકારોથી જુદો છું એવું ભાન એમ અર્થ છે.[૫૯]

યોગશાસ્ત્ર પ્રમાણ (યથાર્થજ્ઞાન) સાથે વિપર્યય (મિથ્યાજ્ઞાન) ને એક ચિત્તવૃત્તિ ગણે છે. એ વિપર્યય એટલે મિથ્યાજ્ઞાન કે અવિદ્યા અસ્મિતાદિ, ક્લેશોનું ઉત્પત્તિસ્થાન છે. અને અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચક્લેશોથી કર્માશય (ધર્મ અને અધર્મ) બંધાય છે અને કર્માશયના ફળરૂપે જન્મ આયુષ્ય અને ભોગ વગેરે આવે છે. સુખદુઃખ તો રાગ અને દ્વેષ સાથે જોડાયેલ છે. (જુઓ યો. સૂ. ૨-૩ થી ૧૩) અને ક્લેશ, કર્મ અને વિપાકના અનુભવથી ઉત્પન્ન થયેલા સંસ્કારો અથવા વાસનાઓથી આ ચિત્ત અનાદિકાળથી બંધાયેલું છે અને સંસ્કારોથી વૃત્તિઓ અને વૃત્તિઓથી પાછા સંસ્કારો એ રીતે સંસારચક્ર ચાલ્યા કરે છે.

(યો. સૂ. ૧-૨ નાં ભાષ્ય)

અવિદ્યાની વ્યાખ્યા યોગસૂત્રે "અનિત્ય, અપવિત્ર, દુઃખ અને અનાત્મામાં નિત્ય, પવિત્ર સુખ અને આત્માની ખ્યાતિ-બુદ્ધિ એનું નામ અવિદ્યા" એ રીતે આપી છે. (૨-૫)

વેદાંતમાં શંકરાચાર્ય આત્મા અને અનાત્માના ઇતરેતરાધ્યાસને અવિદ્યા કહે છે અને અધ્યાસનું લક્ષણ **अतस्मिंस्तद्बुद्धिः** જે જે વસ્તુ ન હોય તેમાં તે બુદ્ધિ દા. ત. રૂપું ન હોય તેમાં-છીપમાં રૂપાંની બુદ્ધિ. ઉપર યોગસૂત્રે વિપર્યયનું જે લક્ષણ આપ્યું છે તેનાથી તાત્પર્યમાં આ જુદું નથી પણ શંકરાચાર્ય પ્રત્યક્ષાદિ પ્રમાણપ્રવૃત્તિને પણ અવિદ્યાવાળી ગણે છેઃ વિદ્યાનું લક્ષણ "આત્મા અને અનાત્માના વિવેકથી વસ્તુસ્વરૂપનો નિશ્ચય" એ રીતે આપે છે. અને વસ્તુસ્વરૂપનો નિશ્ચય એટલે આત્મૈકત્વનું જ્ઞાન. (જુઓ બ્ર. સૂ. ઉપરનું અધ્યાસભાષ્ય).

પાછળથી વેદાન્તીઓએ મૂલાવિદ્યા અને કાર્યરૂપ અવિદ્યા એમ બે જાતની અવિદ્યા ગણેલ છે. (જુઓ અધ્યાસભાષ્ય ઉપર રત્નપ્રભાટીકા). શંકરાચાર્યે પોતે પણ અન્યત્ર અવિદ્યાને સર્વ સંસારના મૂળ કારણરૂપ બીજશક્તિ કહી છે.[૬૦]

---

૫૯ સાં. કા. ૬૪, ૬૭

૬૦ अविद्यात्मिकाहि बीजशक्तिरव्यक्तशब्दनिर्देश्या परमेश्वराश्रया मायामयी महासुप्तिर्यस्यां स्वरुपप्रतिबोधरहिता शेरते संसारिणो जीवाः ॥

બ્રૂ. ૧-૪-૩.

હવે ન્યાય વૈશેષિક જોઈએ. વૈશેષિક સૂત્ર પોતે ગણાવેલા દ્રવ્ય, ગુણ વગેરે પદાર્થોના તત્ત્વજ્ઞાનથી શ્રેયસ્ થાય છે એમ કહે છે (વૈ. સૂ. ૧–૧–૪) અને ઈન્દ્રિયોના દોષથી તથા સંસ્કારોના દોષથી જે દુષ્ટ–ખોટું જ્ઞાન થાય તેને અવિદ્યા કહે છે અને અદુષ્ટ સાચા જ્ઞાનને વિદ્યા કહે છે (વૈ. સૂ. ૯–૨–૧૦ થી ૧૨). વિદ્યા અને અવિદ્યાની આ સાદી વ્યાખ્યા જોતાં વૈશેષિક સૂત્રને ન્યાયસૂત્ર તથા યોગસૂત્ર કરતાં પ્રાચીન માનવાનું મન થાય છે. બ્રહ્મસૂત્રમાં પોતામાં તો અવિદ્યાનું લક્ષણ જ નથી.

ન્યાયસૂત્ર પોતે કહેલા પ્રમેયાદિ પદાર્થોના જ્ઞાનથી નિઃશ્રેયસ મળે છે એમ માને છે (૧–૧–૧) પણ "દુઃખ, જન્મ, પ્રવૃત્તિ, દોષ અને મિથ્યાજ્ઞાનનો એક પછી એક નાશ થતાં મોક્ષ મળે છે" એમ કહે છે. (૧–૧–૨) આ મિથ્યાજ્ઞાન એજ અવિદ્યા. ન્યાયસૂત્રના ભાષ્યકાર "આત્મા નથી એવું જ્ઞાન અનાત્મામાં આત્મજ્ઞાન, અનિત્યમાં નિત્યજ્ઞાન, કર્મ નથી, કર્મફળ નથી એવું જ્ઞાન વગેરે જ્ઞાનને મિથ્યાજ્ઞાન કહે છે." આ મિથ્યાજ્ઞાનથી અનુકૂળમાં રાગ અને પ્રતિકૂળમાં દ્વેષ ઉત્પન્ન થાય છે. એમાંથી અસૂયા વગેરે દોષો થાય છે એ દોષોથી સારાં ખરાબ કામોમાં પ્રવૃત્તિથી થયેલા ધર્માધર્મથી જન્મ થાય છે અને જન્મ હોય ત્યાં દુઃખ હોય છે. આ રીતે ન્યાયસૂત્રકાર દુઃખની કારણ પરંપરા કહે છે.

ક. ૪૫ દાર્શનિકો પેઠે ચરકે સંકલના નથી કરી પણ ઉપર બધાં દર્શનોના મતોનો જે સાર આપ્યો છે તે સાથે સરખાવતાં ચરકનો આશય, ઉપનિષદો, પ્રાચીન બૌદ્ધમત અને ન્યાય વૈશેષિકને વધારે મળતો છે. ચરકે રાગદ્વેષાત્મક તૃષ્ણા અજ્ઞાનીને થાય છે એમ પણ કહ્યું છે. જોકે ચરક અજ્ઞાનથી શું કહેવા માગે છે એ સ્પષ્ટ નથી પણ "સુખદુઃખ, કર્મ, કર્મફળ જીવન, મરણ વગેરે બધું સંયોગ પુરૂષમાં છે" (ચરક શા. ૧–૩૫) અને "એ સંયોગ રજ અને તમથી યુક્તમાં અનન્તકાળ સુધી રહે છે, અને રજ અને તમ સત્ત્વ વૃદ્ધિથી દૂર થતાં એ યોગ પણ દૂર થાય છે" એમ ચરકે કહ્યું છે.

(એજન. ૩૩)

## યોગ અને મોક્ષ

ક. ૪૬ અન્યત્ર ચરકે કહ્યું છે કે "આત્મા, ઈન્દ્રિય, મન અને અર્થોના સન્નિકર્ષથી સુખદુઃખ થાય છે. પણ મન આત્મામાં સ્થિર રહે અને

વિષયોને ગ્રહણ કરવાનો આરંભ ન કરે તો સુખદુઃખ નિવૃત્ત થાય છે, અને સશરીરને વશીપણું આવે છે, યોગ જાણનારાઓ આને યોગ કહે છે."[૬૧] (એજન ૧૩૬, ૧૩૭)

આ વચનોનો વિચાર કરતાં રજ અને તમ જેને ચરક માનસદોષ કહે છે તેનેજ અજ્ઞાન માન્યું હોય અથવા રજમાં તૃષ્ણાનો અને તમમાં અજ્ઞાનનો સમાવેશ કર્યો હોય એમ લાગે છે પણ સંસારના મૂળ કારણ તરીકે તો ચરકે રજ અને તમને ગણેલ છે, મોક્ષ પણ રજ અને તમના અભાવથી માન્યો છે. "રજ અને તમના અભાવથી બળવાન કર્મનો ક્ષય થતાં કર્મ સંયોગો સાથે જે વિયોગ થાય તેજ અપુનર્ભવ કે મોક્ષ."[૬૨] (એજન ૧૪૦)

પણ ચરકે અન્યત્ર સંયોગપુરૂષ એટલે રાશિપુપુરૂષને મોહ, ઇચ્છા, અને દ્વેષથી થતાં કર્મજન્ય કહ્યો છે (ચરક શા. ૧-૫૧)

આ રીતે રાગ, દ્વેષ અને મોહને ન્યાયસૂત્રકારે પણ દોષ રાશિરૂપે એક સાથે ગણ્યાં છે (૪-૧-૩) તેમાં મોહ એટલે જ મિથ્યાજ્ઞાન (અલબત્ત, પ્રમાદ વગેરેનો મોહમાંજ વાત્સ્યાયને સમાવેશ કર્યો છે). ચરક પણ અન્યત્ર સત્ત્વ એટલે અંતઃકરણને શુદ્ધ, રાજસ અને તામસ એમ ત્રણ જાતનું ગણે છે અને રાજસનેરોષાંશવાળું અને તામસને મોહાંશવાળું કહે છે. (જુઓ ચરક શા. ૪-૩૭) રોષમાં રાગદ્વેષનો સમાવેશ કરીએ તો મોહનો મિથ્યાજ્ઞાન કે અજ્ઞાન અર્થ તો સર્વમાન્યજ છે.

क. ૪૭ યોગ અને મોક્ષનું વિશેષ સ્વરૂપ દર્શાવતાં ચરક કહે છે કે "યોગ અને મોક્ષમાં સર્વ વેદનાઓની પ્રવૃત્તિ નથી. મોક્ષમાં તો વેદનાની નિઃશેષ નિવૃત્તિ થાય છે અને યોગ મોક્ષનો પ્રવર્તક છે." (ચરક શા. ૧-૧૩૫)

યોગથી રજ અને તમ દૂર થાય એમ ચરકનો આશય જણાય છે. અને "સ્વતંત્ર આત્મા પ્રયત્નથી ચિત્તના સમાધાનરૂપ યોગ કરી શકે છે"

---

૬૧ આ મત વૈશેષિક સૂત્રમાંથી સૂત્રનાજ શબ્દો લઇને ઉતાર્યો છેઃ—

तदनारम्मे आत्मस्थे मनसि स्थिरे शरीरस्य दुःखाभावः स योगः ।

वै. सू. ५-२-१६

૬૨ આ પણ વૈશેષિક સૂત્રમાંથી ઉતારો છેઃ—

तदभावे संयोगाभावोऽप्रादुर्भावश्च मोक्षः ।

वै. सू. ५-२-१८

મહાભારતે પણ નીચેના વચનમાં રજ અને તમ બેનેજ ગણાવ્યાં છેઃ—

तथा रजस्तमः कर्माण्युत्सृज्य प्राप्नुयाच्छुभम् ।

म. शां. २१७-१६

(એજન ૭૯) એવો ચરકનો મત છે. યોગની વિશેષ પ્રક્રિયા ચરકમાં નથી, હોવાનો સંભવ પણ નથી, માત્ર એક સ્થળે "ઇન્દ્રિયોને વિષયોમાંથી વાળી લઇને તથા ચંચળ મનને વાળી લઇને (ચરકે સંક્ષિપ્ય શબ્દ વાપર્યો છે) પોતાના જ્ઞાનમાં સ્થિર આત્મજ્ઞાની અધ્યાત્મમાં પ્રવેશીને સર્વ ભાવોની પરીક્ષા કરે છે" એવું વચન છે. ઉપનિષદોમાં તથા મહાભારતમાં જે યોગની પ્રક્રિયા કહી છે તેનો જ આ પ્રકાર છે. (જુઓ કઠ. ઉ. ૧-૩-૧૩ વગેરે) ગીતાનાં સ્થિત પ્રજ્ઞનાં લક્ષણોમાં પણ આ ભાવ આવે છે.

ક. ૪૮ ચરકે યોગની સિદ્ધિઓ "પરકાયા પ્રવેશ, પરચિત્તજ્ઞાન, અતીન્દ્રિય શ્રવણ, અતીન્દ્રિય સ્મરણ' વગેરે ગણાવી છે. ચરક કહે છે કે આ અષ્ટવિધ ઐશ્વર્ય શુદ્ધ સત્ત્વની સમાધિથી પ્રાપ્ત થાય છે. (ચરક શા. ૧. શ્લો. ૧૩૮, ૧૩૯).

સાંખ્યકારિકા (૫૧) માં પણ આઠ સિદ્ધિઓ ગણાવી છે પણ આ એથી જુદી છે, યોગસૂત્રમાં પરશરીરાવેશ, અતીન્દ્રિય શ્રવણ વગેરે જે સિદ્ધિઓ (પાદ ૩)માં કહી છે તેને આ મળતી છે. પણ આ સિદ્ધિઓની માન્યતા જૂના કાળથી ચાલતી આવતી હશે. મહાભારત પુરાણમાં એના ઉલ્લેખો મળે છે.[૧૩] અને ચરકે યોગસૂત્રમાંથી ઉતારો કર્યો હોય એવું દેખાતું નથી.

ક. ૪૯ વળી ચરકે અન્યત્ર પાપનું મૂળ પ્રવૃત્તિ છે, અને નિવૃત્તિ એજ મોક્ષ બ્રહ્મ કે અક્ષર છે[૧૪] એમ કહીને મુમુક્ષુએ આચરવાના નિવૃત્તિના - સંન્યાસના ધર્મો વર્ણવ્યા છે. (એજન ૧૩)

પણ ચરકનું આ વર્ણન કાંઇક પાછળનું લાગે છે. શારીરસ્થાનના પહેલા અધ્યાયમાં તો ગીતામાં જ્ઞાનનાં લક્ષણો (અ. ૧૩માં) આપ્યાં છે તેવાં કાંઇક નીચે પ્રમાણે મોક્ષ સાધનો કહ્યાં છે. "સત્પુરૂષોની ઉપાસના, અસત્પુરૂષોનો ત્યાગ, વ્રત, ચર્યા, ઉપવાસ, જુદા જુદા નિયમો, ધર્મશાસ્ત્રોનું ધારણ, વિજ્ઞાન, વિજનમાં રતિ, વિષયોમાં અપ્રીતિ, મોક્ષમાં પ્રયત્ન, પરમધૃતિ, નવાં કર્મોનો અસમારંભ, કરેલાંનો (પ્રારબ્ધ ભોગ)થી ક્ષય, નૈષ્કર્મ્ય, અનહંકાર, સંયોગમાં ભય, દર્શન, મન અને બુદ્ધિનું સમાધાન, અર્થોની તત્ત્વ પરીક્ષા. આ બધું તત્ત્વસ્મૃતિના ઉપસ્થાનથી થાય છે'" (ચરક શા. ૧-૧૪૧ થી ૧૪૪).

ચરક તત્ત્વસ્મૃતિના બલને યોગનો તથા મોક્ષનો માર્ગ કહે છે. (એજન ૧૪૮, ૧૪૯) અને "તત્ત્વસ્મૃતિ સત્પુરૂષોની સેવા વગેરેથી પ્રાપ્ત થાય છે

---

૧૩ જુઓ મ. શાં. અ. ૩૩૩ શુકનું જનક પાસે જવું.

૧૪ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એવા બે ભેદો તથા નિવૃત્તિ એજ પરમ ગતિ એમ મહાભારત પણ ક્વચિત્ કહે છે. જુઓ મ. શાં. ૨૧૯-૩ થી ૫

અને સ્મૃતિથી ભાવોનો સ્વભાવ જાણનાર દુઃખમાંથી મુક્ત થાય છે." (એજન ૧૪૫).

ક. ૫૦ સ્મૃતિના વિચારને અંગે ચરકને સ્મૃતિનાં કારણો એટલે યાદ આવવાનાં નિમિત્તે કહેવાનું સૂઝી આવે છે અને ચરક સ્મૃતિનાં આઠ કારણો ગણાવે છે. (૧) કારણ જોઈને કાર્ય યાદ આવવું (૨) આકાર જોઈને તે આકારની બીજી વસ્તુ યાદ આવવી, (૩) સાદૃશ્યથી યાદ આવવું (૪) બહુ અસાદૃશ્ય જોઈને યાદ આવવું (૫) મનને યાદ કરવામાં રોકવાથી યાદ આવવું (૬) અભ્યાસથી યાદ આવવું (૭) તત્ત્વજ્ઞાનના યોગથી યાદ આવવું (૮) અને ફરીથી સાંભળવાથી યાદ આવવું (ચરક શા. ૬-૧૪૬, ૧૪૭).

ન્યાય સૂત્રકારે સ્મૃતિનાં નિમિત્તો ગણાવ્યાં છે (૩. ૨. ૪૨) તેમાં ચરોક્ત કેટલાંક આવી જાય છે. ન્યાયભાષ્યકાર "આટલાં જ કારણો છે એમ નથી પણ આ તો નિદર્શન છે" એમ કહે છે. ચરકે ન્યાયસૂત્રમાંથી ઉતારો કર્યો હોય એવું નથી લાગતું.

ક. ૫૧ ઉપર ઉતારેલાં વચનોમાં ચરક તત્ત્વસ્મૃતિને મોક્ષનું કારણ કહે છે, પણ પછી તરત જ સત્ય જ્ઞાન (બુદ્ધિ) ઉપર મોક્ષનો ભાર નાખે છે.

ચરક કહે છે–"બધું કારણવાળું દુઃખરૂપ છે અને પોતારૂપ નથી, અનિત્ય છે તથા પોતે કરેલું નથી છતાં એમાં સ્વતા—પોતાપણાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. પણ જ્યાંસુધી આ હું નથી અને આ મારૂં નથી એવી સત્ય બુદ્ધિ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી સ્વતા રહે છે.[૬૫] પણ જ્ઞ–આત્મા 'આ હું અને આ મારૂં નથી એમ જાણીને સર્વને છોડી દે છે" (એજન ૧૫૦, ૧૫૧). "એ ચરમ સંન્યાસમાં મૂળ સાથે સર્વ વેદનાઓ અને સંજ્ઞા, જ્ઞાન અને વિજ્ઞાન બધું નિવૃત્ત થાય છે" (એજન ૧૫૨).

"પછી બ્રહ્મભૂત ભૂતાત્મા દેખાતો નથી; સર્વ ભાવોમાંથી નીકળી ગયેલો હોવાથી એનું કાંઈ ચિહ્ન મળતું નથી. બ્રહ્મવેત્તાઓની આ ગતિ છે અજ્ઞાની તેને જાણવા યોગ્ય નથી" (એજન ૧૫૩, ૧૫૪).

ક—૫૨ છેવટ ભૂતાત્માને બ્રહ્મ ભૂત કહે છે તથા મુક્તિનું જે વર્ણન કરે છે તે ઉપરથી ચરક ઉપનિષદો પેઠે આત્મબ્રહ્મૈક્ય માને છે એમ નિઃસંશય જણાય છે. ચરક ભેદનું કારણ રજ અને તમથી થયેલો મન, ઇન્દ્રિય શરીર વગે-

---

૬૫ આ સત્ય બુદ્ધિનું અન્યત્ર લક્ષણ આપે છે કે "જેનાથી અહંકારને ન પામે, સુખદુઃખનાં કારણને ન સેવે, ક્યાંય આલંબન ન શોધે અને જેનાથી નિત્ય, અજર, શાન્ત, અવ્યય બ્રહ્મને પ્રાપ્ત કરે તે વિદ્યા, સિદ્ધિ, મેધા, પ્રજ્ઞા કે જ્ઞાન કહેવાય છે," ચરક શા. ૫. ૧૯, ૨૦.

રનો સંયોગ છે, એમ માને છે. આ સંયોગ મરણ પછી જ નહિ પણ જ્ઞાનીનો જીવતાં જ છુટી જાય છે. "લોકમાં વિસ્તરેલા આત્માને અને આત્મામાં વિસ્તરેલા લોકને જોનાર પરાવર દૃષ્ટાની જ્ઞાન મૂળક શાન્તિ નાશ નથી પામતી"[૬૬] "સર્વ અવસ્થાઓમાં સર્વ ભાવોને જોતા શુદ્ધ બ્રહ્મ ભૂતને સંયોગ ઘટતો નથી." (એજન ૨૧, ૨૨)

આ શાન્તિ જ વિપાપ, વિરજ, અક્ષર, અમૃત બ્રહ્મ કે નિર્વાણ કહેવાય છે. 'આ વિજ્ઞાનને જાણીને જેના સંશયો છુટી ગયા છે અને જેનાં મોહ, રજ તથા સ્પૃહા નીકળી ગયાં છે તે મુનીઓ પ્રશમને પામ્યા છે." (એજન ૨૪, ૨૫)

પાંચમા અધ્યાયના આ શ્લોકોમાં કરેલું મુક્ત દશાનું વર્ણન વેદાંતને દેખીતી રીતે એટલું મળતું છે કે સમાનાર્થ વેદાંત વચનોનો ઉલ્લેખ અનાવશ્યક લાગે છે.

## રોગ વગેરે દુઃખનું કારણ પ્રજ્ઞાપરાધ

क-૫૩ આ પ્રમાણે દુઃખ અને દુઃખના આશ્રય રૂપ શરીરાદિનો સંયોગ છુટી જાય એનું નામ મોક્ષ અને મોક્ષ યોગથી તથા રજ અને તમ દૂર થવાથી મળે છે એમ ચરકનો મત છે એ જોયું, પણ શરીરાદિનો સંયોગ હોય ત્યારે એટલે વર્તમાન સ્થિતિમાં પણ દુઃખમાંથી છુટી જવાય એવો ઉપાય શું ? રોગ રૂપ દુઃખ માટે ચિકિત્સા વિસ્તારથી વર્ણવવી એ ચરકનું કામ છે, પણ રોગ કે બીજું દુઃખ ન થાય એમ કરવું એ જ ઇષ્ટ છે. એ માટે દુઃખ થવાના કારણોમાં ઉંડા ઉતરવું જોઇએ. ચરક દુઃખનું પરમ કારણ ઉપધા—તૃષ્ણાને ગણાવ્યા પછી વર્તમાન દુઃખના કારણો નીચે પ્રમાણે કહે છે :—

"બુદ્ધિ, ધૃતિ અને સ્મૃતિનો ભ્રંશ, કાલ અને કર્મની સંપ્રાપ્તિ, અને અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ એ ત્રણ દુઃખનાં કારણો જાણવા." (ચરક શા. ૧-૯૬)

આમાંથી કાલ સંપ્રાપ્તિ એટલે જુદી જુદી ઋતુમાં, દિવસના જુદા જુદા ભાગમાં જુદા જુદા દોષનો પ્રકોપ થઇને રોગ થવો તે, અથવા શરદમાં ટાઢીઓ તાવ આવે, ઉનાળામાં કોલેરા ફાટી નીકળે વગેરે (જુઓ એજન શ્લો. ૧૦૮ થી ૧૧૨). પૌર્વદેહિક કર્મ એટલે કે દેવથી રોગ થાય એ કર્મ

---

૬૬ ચરકનો આ શ્લોક મ. શાં. (અ. ૩૩૭ શ્લો. ૫૧) માં મળે છે :—

लोके विततमात्मानं लोकांश्चात्मनि पश्यतः ।

परावरदृशः शक्तिर्ज्ञानमूलान नश्यति ॥

ચરકમાં બીજી પંક્તિ શાંતિ છે તેનું મહાભારતમાં શક્તિ છે તે ભ્રષ્ટ પાઠ લાગે છે.

સંપ્રાપ્તિ અને ઇન્દ્રિયોના સ્વસ્વ વિષયો સાથેનો અતિ યોગ, હીન યોગ અને મિથ્યા યોગ એનું નામ અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ દા–ત. અતિ તેજસ્વી રૂપ જોવાથી આંખને નુકસાન થાય, વગેરે (જુઓ એજન શ્લો. ૧૧૬ થી ૧૨૭). કાલ અને કર્મની સંપ્રાપ્તિ તથા અસાત્મ્યેન્દ્રિયાર્થ સંયોગ રોગ કારણ છે ખરાં પણ એનો વિશેષ વિચાર અહીં પ્રસ્તુત નથી. અહીં બુદ્ધિ ભ્રંશ, ધૃતિ ભ્રંશ અને સ્મૃતિ ભ્રંશ જેને પ્રજ્ઞાપરાધ પણ કહે છે તેનો જ વિચાર કર્તવ્ય છે.

ક–૫૪ ચરકે બુદ્ધિ ભ્રંશનું લક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે.

"નિત્ય અને અનિત્યમાં તથા હિત અને અહિતમાં જે વિશષ અભિનિવેશ–ખોટો નિશ્ચય તેનું નામ બુદ્ધિભ્રંશ; કારણ કે બુદ્ધિ સરખું જુએ છે." (ચરક શા. ૧–૯૭).[૧૭] 'નિત્યમાં અને અનિત્યમાં ખોટો નિશ્ચય' એટલે નિત્યમાં અનિત્ય બુદ્ધિ અને અનિત્યમાં નિત્ય બુદ્ધિ. ઉપર જેવું તેમ નિત્યમાં અનિત્ય, શુચિમાં અશુચિ વગેરે બુદ્ધિને જ યોગ સૂત્રે અવિદ્યા કહી છે. નિત્યાનિત્ય સાથે આત્માનાત્મનો સમાવેશ કરવો જોઇએ. શંકરાચાર્ય સાધન ચતુષ્ટયમાં નિત્યાનિત્ય વિવેકને ગણે છે. આ નિત્યાનિત્યનો અવિવેક એ અજ્ઞાન અથવા મિથ્યા જ્ઞાન જ છે અને તે સંસારમાં દુઃખપ્રદ થવા ઉપરાંત પરમ કલ્યાણનું પ્રતિબંધક છે. હિતાહિતનું મિથ્યા જ્ઞાન રોગ કારણ થાય છે એ તો સ્પષ્ટ જ છે. ચરક વૈદ્ય હોવાથી તેણે નિત્યાનિત્ય સાથે હિતાહિતનો ઉલ્લેખ કર્યો છે.

ક–૫૫ ધૃતિ ભ્રંશનું લક્ષણ ચરકે નીચે પ્રમાણે આપ્યું છે. "વિષય તરફ ઢળેલું ચિત્ત ધૃતિ ભ્રંશને લીધે અહિત વિષયમાંથી વાળી શકાતું નથી, ધૃતિનું સ્વરૂપ નિયમ રૂપ છે." (એજન ૯૮).[૧૮]

પથ્યાપથ્યમાં ધૃતિની કેટલી જરૂર છે એ દેખીતું છે. નીતિમાં પણ ધૃતિ ઉપર ઘણો આધાર છે. માત્ર ધૃતિના અભાવથી ઘણાં માણસો નીતિમાન્ નથી રહી શકતાં અને ઘણાં રોગોથી પીડાયા કરે છે. "અધર્મ જાણું છું છતાં એમાંથી મારી નિવૃત્તિ નથી" એનો અર્થ ધૃતિ નથી.

ક–૫૬ સ્મૃતિ ભ્રંશનું ચરકે નીચે પ્રમાણે લક્ષણ આપ્યું છે. "રજ

---

૧૭ ગીતામાં બુદ્ધિના સાત્વિક. રાજસ, તામસ ભેદો પાડયાં છે તેમાં આને તામસ બુદ્ધિ કહી છે પણ ગીતાએ 'અધર્મમાં ધર્મ જુએ' એ રીતે ધર્માધર્મનો દાખલો આપ્યો છે. ગી. અ. ૧૮–૩૨

૧૮ ગીતાએ ધૃતિના પણ સાત્વિકાદિ ત્રણ ભેદો પાડયા છે. ચરકોક્ત ધૃતિને ગીતાની સાત્વિક ધૃતિ કહી શકાય જુઓ ગી. અ. ૧૮–૩૩. વળી **धृत्यात्मानं नियम्य च** (અ. ૧૮–૫૧) એ ગીતાના શબ્દો પણ ચરકના અર્થને અનુકૂળ છે.

અને મોહથી આત્મા (અંતઃકરણ) વીંટાઈ ગયેલો હોવાથી માણસની સ્મૃતિનો તત્ત્વ જ્ઞાનમાંથી જે ભ્રંશ થાય છે તેને સ્મૃતિ ભ્રંશ કહે છે; કારણ કે સ્મરણ કરવા યોગ્ય સ્મૃતિમાં રહેલું છે." (એજન ૯૯).[૬૯]

ચરકનો આશય એવો જણાય છે કે નિત્યાનિત્ય, હિતાહિત વગેરેની સાચી સમજણવાળો માણસ હમેશાં એ જ્ઞાનને યાદ રાખ્યા કરે અને મન વિષયના આકર્ષણથી અહિત તરફ દોરાય ત્યારે એને નિયમમાં રાખે તો એ દુઃખી ન થાય. આ સામાન્ય દુઃખની વાત છે. પણ ઉપર જોયું તેમ સત્ય બુદ્ધિ અને તત્ત્વસ્મૃતિને[૭૦] મોક્ષ સાધન પણ ચરક ગણે છે.

ક. ૫૭ વેદાને અંગે તો "બુદ્ધિ, ધૃતિ કે સ્મૃતિથી ભ્રષ્ટ થયેલો માણસ જે અશુભ કર્મ કરે છે તેને **પ્રજ્ઞાપરાધ** જાણવો. પ્રજ્ઞાપરાધ સર્વ દોષોનો પ્રકોપક છે." (ચરક શા. ૧-૧૦૦) એમ કહીને "આવેલા વેગોને રોકવા, સાહસોનું સેવન, અતિ સ્ત્રીસેવન, કામ વખતસર ન કરવું, ખોટું કામ કરવું, વિનય અને આચારનો લોપ, અહિત અર્થોનું સેવન, અજાણ્યા દેશોમાં ફરવું," વગેરે સદ્વર્તનના ઉપદેશથી (જુઓ આયુર્વેદ અને ધર્મશાસ્ત્ર નામનો મારો લેખ આયુર્વેદ વિજ્ઞાન પુ. ૧૨ અં-૭) વિરુદ્ધ વર્તનના પ્રજ્ઞાપરાધ રૂપે દાખલા આપ્યા છે. આ પ્રજ્ઞાપરાધ અને મહાભારત જેને પ્રમાદ કહે છે તે એક જ છે. મહાભારતમાં પ્રમાદને મૃત્યુ અને અપ્રમાદને અમૃતપણું કહ્યું છે.[૭૧]

---

૬૯ ગીતામાં અઢારમા અધ્યાયમાં બુદ્ધિ અને ધૃતિ સાથે જો કે સ્મૃતિનો ઉલ્લેખ નથી પણ અન્યત્ર "વિષયોના વિચારથી સંગ, સંગથી કામ, કામથી ક્રોધ, ક્રોધથી સંમોહ અને સંમોહથી સ્મૃતિ વિભ્રમ થાય છે અને સ્મૃતિ ભ્રંશથી બુદ્ધિ નાશ થાય છે" (ગી. અ. ૨ શ્લો. ૬૨-૬૪) એ રીતે સ્મૃતિ ભ્રંશ શબ્દ જ વાપર્યો છે.

૭૦ મિથ્યાજ્ઞાન દુઃખનું કારણ અને તત્ત્વજ્ઞાન મોક્ષનું કારણ એટલું તો ઘણાં ખરાં દર્શનોને માન્ય છે, એ ઉપર અવિદ્યાની ચર્ચાને અંગે જોયું છે, પણ ચરકે તત્ત્વસ્મૃતિ ઉપર આટલો બધો ભાર કેમ મુકયો? ઉપનિષદમાં "આહારશુદ્ધિથી સત્ત્વશુદ્ધિ, સત્ત્વશુદ્ધિ થતાં ધ્રુવ સ્મૃતિ અને સ્મૃતિ મળતાં સર્વ ગ્રન્થીઓનો છુટકારો" (છાં-ઉ-૭-૨૬) એવું વચન છે. પણ સ્મૃત્યુપસ્થાન ઉપર પ્રાચીન બૌદ્ધ ધર્મે ઘણું જોર આપ્યું છે. સ્મૃત્યુપસ્થાનનો ત્યાં જાગૃતિનાં સાધનો જેવો એટલે સ્મૃતિનો અર્થ જાગૃતિ-સાવધાનતા જેવો છે. (જુઓ બુદ્ધ લીલાસાર સંગ્રહ પા. ૩૨૫) ચરકે તત્ત્વસ્મૃતિનું ઉપસ્થાન (શા. ૧-૧૪૪) એમ શબ્દો વાપરેલ છે તથા સદ્વર્તન **स्मृति मास्थाय**=જાગૃત રહીને પાળવું એવું કહ્યું છે (સૂ. ૮. ૧૭) એ સામ્ય ધ્યાનમાં રાખવાનું છે.

૭૧ प्रमादं वै मृत्युमहं ब्रवीमि

तथा प्रमादममृतत्वं ब्रवीमि.

મ. ઉ. અ. ૪૨-૪

## પરિશિષ્ટ

क. ૫૮ માનસશાસ્ત્રને લગતી કેટલીક વાતો ચરકનાં આ પ્રકરણમાં નથી પણ અન્યત્ર મળે છે. જાગૃદવસ્થા, સ્વપ્નાવસ્થા, સુષુપ્ત્યવસ્થા અને તુરીયાવસ્થા એ રીતે ચાર અવસ્થાઓ અને ચારેના વૈશ્વાનરાદિ ભિન્ન ભિન્ન દ્રષ્ટાઓ વેદાંતશાસ્ત્ર માને છે. ( જુઓ માંડૂક્ય ઉપનિષદ્ અને તે ઉપર ગૌડપાદની કારિકા )[૭૨] ઇન્દ્રિયો, મન વગેરેનો અર્થો સાથેનો સંયોગ જાગૃદવસ્થામાં થાય છે એટલે જાગૃદવસ્થાનો વિચાર થઇ ગયો. 'સ્વપ્નમાં દેશાન્તર ગતિ'ને આત્માનું લિંગ ચરકે ગણ્યું છે એ ઉપર જોયું છે. અન્યત્ર ચરક કહે છે કે "ઈન્દ્રિયો અને વાણીની ચેષ્ટા જેની નિવૃત્ત થઈ છે એવો નિદ્રાધીન માણસ સ્વપ્નમાં રહેલા વિષયોને તથા સુખદુ:ખને સેવે છે માટે પણ આત્મા અજ્ઞ નથી." ( ચરક શા. ૩–૩૧ )

નિદ્રાને યોગસૂત્રકાર પ્રમાણ, વિપર્યય જેવી એક વૃત્તિ ગણે છે. આધુનિક માનસશાસ્ત્ર પણ ઘણું કરી એમજ ગણે છે.[૭૩] ચરક નિદ્રાનું લક્ષણ નીચે પ્રમાણે આપે છે:—તમોગુણના આધિક્યથી ઉત્પન્ન થતી, મન અને શરીરના શ્રમથી ઉત્પન્ન થતી, વ્યાધિની સાથે આવતી આગન્તુ નિદ્રા અને રાત્રિના સ્વભાવથી ઉત્પન્ન થતી નિદ્રા." ( ચરક સૂ. ૨૨–૫૮ ) આ રાત્રિ સ્વભાવથી આવતી નિદ્રાને ચરક પ્રાણીઓની ધાત્રી ( રક્ષક ) ગણે છે. તમોભવ નિદ્રાને પાપનું મૂળ કહે છે અને બાકીના નિદ્રાના પ્રકારોને રોગરૂપ માને છે. ( એજન ૫૯ )

"જ્યારે મન થાકી જતાં થાકેલી ઇન્દ્રિયો વિષયોમાંથી નિવૃત્ત થાય છે ત્યારે માણસ ઊંઘે છે." ( એજન ૩૫ ) ચરક શરીર જાળવવા માટે આહાર જેટલી જ સારી ઊંઘની આવશ્યક્તા માને છે. ( એજન ૫૧ ) ચરકે નિદ્રા લાવનાર ઉપાયો વર્ણવ્યા છે તેનું અહીં પ્રયોજન નથી.

क ૫૯ કેટલાક આધુનિક માનસ શાસ્ત્રીઓ માણસની બે જાતની પ્રકૃતિ ( temperament ) માને છે. અંતર્મુખ ( Introvert ) અને બહિર્મુખ ( Extrovert ) પ્રાચીનો પણ અંતર્મુખ અને બહિર્મુખ એવા બે ભેદ પાડે છે પણ તે પૂરેપૂરા આધુનિક અર્થમાં નહિ. ચરક ત્રિદોષવાદને અનુસરી વાતલ, પિત્તલ, શ્લેષ્મલ, સંસૃષ્ટ અને સમધાતુ એ રીતે ભેદો પાડે છે. આધુનિક માનશાસ્ત્રીઓ જેને temper કહે છે તેનો પણ ચરકે પ્રકૃતિમાં જ સમાવેશ કર્યો હોય એમ મને લાગે છે અને આધુનિકો જેને Instincts કહે છે તે પ્રાચીનોની વાસનાઓ જણાય છે. અને આધુનિકો જેને Impulses કહે છે તેને પ્રાચીનો વેગો કહે છે. ચરકે તો વેગો અને વેગના કારણરૂપ વાસનાનો વેગોમાં જ સમાવેશ કર્યો જણાય છે.

---

અને તેને મળતું જ જુઓ ધમ્મપદનું નીચેનું વચન:—

अप्पमादो अमतपदं पमादो मच्चुनो पदं ।
अप्पमत्ता नमीयन्ति ये पमत्ता यथामता ॥

ધમ્મપદ ૨૧

૭૨ બ્રહ્મસૂત્ર ૩–૨–૧ થી ૯ સૂત્રોમાં સ્વપ્ન અને સુષૂપ્તિનો વિચાર કર્યો છે.

ચરકે ઝાડા પેશાબના વેગો રોકવાથી રોગો થાય છે માટે " એ વેગો ન રોકવા " પણ " લોભ, શોક, ભય, ક્રોધ, માન, ઈર્ષ્યા, નિર્લજ્જતા, અતિરાગ વગેરેના વેગો રોકવા " ( સૂ. અ-૭ શ્લો. ૨૭ ) એમ કહ્યું છે.[૭૪] આયુર્વેદ પ્રાચીનોએ વેગો કે વાસનાઓની ગણતરી (પ્રસંખ્યાન) કરવાનો પ્રયત્ન કર્યો નથી. યોગસૂત્રકાર જે પાંચ વૃત્તિઓ ગણાવે છે, તેમાં તો ચિત્તની સર્વ ક્રિયાઓ અને સ્થિતિઓનો સમાવેશ કરી દે છે. અને ન્યાયસૂત્ર, રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ રાશિમાં ભય, શોક, તૃષ્ણા, કામ, મત્સર વગેરેનો સમાવેશ કરે છે ( ન્યા-સૂ-૪-૧ ૩ ) ગીતા, મહાભારત વગેરેમાં રાગ દ્વેષ, ઇચ્છા દ્વેષ કામ, ક્રોધ, વગેરે જોડકાંઓનો ઉલ્લેખ વધારે મળે છે. ક્વચિત ભય, હર્ષ, ઈર્ષ્યા વગેરેનો નિર્દેશ જોવામાં આવે છે. પણ રાગદ્વેષ કે રાગદ્વેષ અને મોહમાં ભયહર્ષાદિ વૃત્તિઓનો સમાવેશ થઇ જાય છે એમ પ્રાચીનોએ માન્યું છે.

## પદાર્થવાદ

ક. ૬૦ ચરકે સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે માની છે તે આપણે જોયું, પણ ચરકમાં દ્રવ્યો, તેના ગુણો અને તેનાં કર્મોની માન્યતા, દ્રવ્ય ગુણશાસ્ત્રને અંગે સ્વીકારેલ છે ( જુઓ ચરક સૂ. અ-૨૬ ), વળી જેમાં સમાન ગુણ વધારે હોય એ આહારવિહારના અભ્યાસથી ધાતુઓની વૃદ્ધિ થાય છે અને વિપરીત ગુણોવાળા આહારવિહારના અભ્યાસથી હ્રાસ થાય છે, ( જુઓ ચરક સૂ-અ-૧૨ તથા શા-૫-૯) એ વાદ ઉપર આયુર્વેદાચાર્યો ચિકિત્સા પદ્ધતિ રચે છે. આ માન્યતાઓ વૈશેષિક મતને અનુકૂળ છે. પણ વૈશેષિક સૂત્ર પ્રમાણે પદાર્થોની ગણના તો સૂત્ર સ્થાનના પહેલા અધ્યાયમાં જ મળે છે. આ અધ્યાયમાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એ વૈશેષિકોક્ત છએ પદાર્થોનાં લક્ષણો આપ્યાં છે.

દ્રવ્ય–" આકાશ વગેરે ( પાંચ ભૂતો ), આત્મા, મન, કાળ અને દિશાઓ એટલાં દ્રવ્યો છે. " ( ચરક સૂ-૧-૪૭ ), દ્રવ્યની આ ગણત્રી વૈશેષિક સૂત્રોક્ત છે. ( જુઓ વૈ-સૂ-૧-૧-૫ ), આમાંથી પાંચ મહાભૂતો, મન અને આત્માનો વિચાર ઉપર થઇ ગયો છે. દિશા અને કાળમાં દિશા વિષે ચરકમાં કાંઇ

---

૭૪ ગીતામાં પણ કહ્યું છે કેઃ—

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥

गीता ५–२३

વિવરણ મળતું નથી પણ કાળ વિષે મળે છે. શરીરની રોગી તથા નીરોગ સ્થિતિ ઉપર કાળની ઘણી અસર થાય છે. અમુક ઋતુમાં અમુક રોગો વધારે થાય છે, એ પ્રસિદ્ધ છે. કાળ વિષે દાર્શનિક વિચારો આયુર્વેદમાં નથી[૭૫] પણ ઋતુઓ અને તેની અસરનો વિચાર છે (જુઓ ચરક સૂ-અ-૬ તથા વિ-અ-૮ અને સુશ્રુત સૂ-અ-૬).

ક. ૬૧ ચરકના સૂત્રસ્થાનનો આ પ્હેલો અધ્યાય પાછળનો હોવાનો સંભવ છે. દ્રવ્યની વૈશેષિકોક્ત વ્યાખ્યા આ અધ્યાયમાં જ આપી છે. અન્યત્ર તો ચરક (અને સુશ્રુત પણ) સર્વ દ્રવ્યને પાંચભૌતિક કહે છે. (ચરક સૂ-અ-૨૬-૧૧ તથા સુશ્રત સૂ-અ-૪૧-૩) કેટલાંક "દ્રવ્યો ચેતનાવાળાં હોય છે તો કેટલાંક અચેતન" (એજન) "જે સેન્દ્રિય તે ચેતન કહેવાય છે અને નિરિન્દ્રય તે અચેતન" એમ ચરક સૂત્ર સ્થાનમાં વ્યાખ્યા આપે છે (સૂ. ૧. ૪૭). ચરકે પાંચે ભૂતોના ગુરૂ, ખર, કઠિન વગેરે ગુણો ગણાવ્યા છે અને તે ઉપરાંત પરાપર વગેરે બીજા ગુણો કહ્યા છે (ચરક સૂ. અ. ૨૬. ૧૧ તથા ૨૭ થી ૩૩). આત્માના ઇચ્છાદ્વિષાદિ ગુણો ઉપર આવી ગયા છે સૂત્ર સ્થાન અ. ૧માં એ બધા ગુણો એક સાથે એક શ્લોકમાં કહ્યા છે (જુઓ શ્લો. ૪૮). આ ગણતરી ચરકે વૈશિષિક મતના વૈશિષિક સૂત્ર પછીના કોઈ ગ્રન્થમાંથી લીધેલી હોવાનું શ્રી. દાસગુપ્ત માને છે[૭૬] તે બરાબર નથી લાગતું. ખરી રીતે સૂત્ર સ્થાનનો આ અધ્યાય લખનાર પ્રતિ સંસ્કર્તા એ ચરકનાં જુદા જુદા ભાગનાં વચનોના તાત્પર્યનો અહીં સંગ્રહ કર્યો છે.

કર્મનું લક્ષણ—એક સ્થળે દ્રવ્યો જે વમનાદિ અસર કરે તે કર્મ એવી વ્યાખ્યા આપી છે. (સૂ. અ. ૨૬-૧૧, ૧૨) પણ પ્હેલા અધ્યાયમાં 'પ્રયત્નાદિ ચેષ્ટા' એ પ્રમાણે વ્યાખ્યા છે. (શ્લો. ૪૮) સામાન્ય અને વિશેષની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે." હમેશાં સર્વ ભાવોનું સામાન્ય એ વૃદ્ધિ કારણ થાય છે અને વિશેષ હ્રાસ કારણ થાય છે." "સામાન્ય એકત્વ કરનાર છે અને વિશેષ પૃથક્ત્વ કરનાર છે." (ચરક સૂ. અ. ૧-૪૩, ૪૪) વૈશેષિક સૂત્રની સામાન્ય અને વિશેષની વ્યાખ્યા જુદીજ દૃષ્ટિથી અપાયેલી છે. (જુઓ વૈ. સૂ. ૧-૨-૩ વગેરે).

"સમવાય એટલે ભૂમિ વગેરેનો ગુણોથી અપૃથક્ ભાવ; વળી જેમાં કર્મ અને ગુણો આશ્રિત છે અને જે સમવાયી કારણ છે તે દ્રવ્ય" (ચરક

---

૭૫ સુશ્રુત કાળને આદિ, મધ્ય અને અન્ત વગરનો, સ્વયંભૂ, કહે છે અને તેની સૂક્ષ્મ કળા પણ લીન નથી માટે કાળ કહેવાય છે એમ વ્યુત્પત્તિ આપે છે.

સુશ્રુત સૂ. અ. ૬. ૩.

૭૬ A History of Indian Philosophy Vol. I p. 281.

સૂ. ૧–૪૯, ૫૦ ) એ રીતે સમવાયની તથા દ્રવ્યની વ્યાખ્યા જે ચરકમાં આપી છે તે વૈશેષિક સૂત્રોને અનુસરીને છે.[૭૭] ચરકના ટીકાકાર પણ એમ જ ગણે છે.

વૈશેષિક સૂત્રનો પરમાણુવાદ ચરકમાં મળતો નથી માત્ર એક સ્થળે "શરીરના અવયવો પરમાણુ ભેદથી અસંખ્યેય છે, કારણ કે તેઓ અતિ ઘણા છે, અતિ સૂક્ષ્મ છે અને અતીન્દ્રિય છે. આ પરમાણુઓના સંયોગ અને વિભાગમાં વાયુ, કર્મ અને સ્વભાવ કારણભૂત છે." ('ચરક શા. ૭–૧૫, ૧૬ ) એ રીતે પરમાણુનો ઉલ્લેખ છે.

આ વાક્યમાં જે પરમાણુની વાત છે તે શરીરના અતિ સૂક્ષ્મકણોની વાત છે. વૈશેષિકોક્ત વાયુ વગેરે ચાર ભૂતોના પરમાણુઓની વાત નથી, ચરક તો સાંખ્યવેદાંત પેઠે પાંચ ભૂતો માને છે એ ઉપર જોયું છે.

### સેન્દ્રિય અથવા ચેતનદ્રવ્ય ( Biology )

ક. ચરક કહે છે "પ્રાણીઓની ચતુર્વિધ યોનિ છે, જરાયુ અંડ, સ્વેદ અને ઉદ્ભિદ. આમાંથી દરેક યોનિના અપરિસંખ્યેય ભેદો છે." ( જુઓ ચરક શા. ૩–૨૩ ) [૭૮]

જરાયુજ એટલે ઓર સાથે જન્મતાં પ્રાણીઓ, સ્વેદજ એટલે પરસેવાથી જન્મતાં પ્રાણીઓ, અને ઉદ્ભિજ્જ એટલે વનસ્પતિ. સુશ્રુતે પણ આ ચાર યોનિઓ; ગણાવી છે. પણ દરેક પ્રકારના થોડા દાખલાઓ આપ્યા છે. જરાયુજના દાખલા તરીકે પશુ, માણસ અને વ્યાલ વગેરે ગણાવેલ છે. ( સુશ્રુત સૂ. ૧–૨૯ )

ભેડસંહિતામાં સુશ્રુતને મળતા શબ્દો છે ( જુઓ ભેડ સં. પા. ૮૫ )

આયુર્વેદે આ જરાયુજાદિ યોનિ વિભાગ ઉપનિષદ્ સાહિત્યમાંથી લીધેલ છે. ( જુઓ ઐ. ઉ. ૩–૩ ) જો કે છાંદોગ્ય ઉપનિષદ્માં એક સ્થળે અંડજ, જીવજ અને ઉદ્ભિજ્જ એ રીતે ત્રણજ ભેદો કહ્યા છે. ( ૬–૩–૧ )

વનસ્પતિ સેન્દ્રિય હોવાથી સજીવ છે એમ ચરકના ટીકાકાર ભાર દઈને કહે છે ( જુઓ સૂ. ૧–૪૭ ઉપર ટીકા ) અને મહાભારત તો કહે છે કે "સુખ દુઃખ ગ્રહણ કરે છે, કપાયા પછી ઉગે છે, માટે ઝાડોમાં હું જીવ

---

૭૭ જુઓ. વૈ. સૂ ૧–૧–૧૫ તથા ૭–૨–૨૬

૭૮ વૈશેષિક સૂત્રના ભાષ્યકાર પ્રશસ્તપાદ કહે છેઃ—શરીર બે જાતનું છે યોનિજ અને અયોનિજ એ (૪-૨-૫) સૂત્રના ભાષ્યમાં અયોનિજ તે શુક્રશોણિતના સંયોગ વગરનું દેવોનું તથા ક્ષુદ્ર જન્તુઓનું અને શુક્રશોણિત સન્નિપાતજ તે બે જાતનું જરાયુજ અને અંડજ ( પા. ૫૫ થી ૫૭ ) એ રીતે વ્યાખ્યાન કર્યું છે.

પતંજલિ મહાભાષ્યમાં વળી અનસ્થિ અને અશોણિત એ રીતે ક્ષુદ્ર જન્તુઓના બે ભેદ પાડે છે. ( ૨–૪–૮ )

જોઉં છું." (શાં. ૧૮૨–૧૭) પ્રાણી વિદ્યા વિષે આ જમાનામાં જે વિશાળ સાહિત્ય ઉત્પન્ન થયું છે તેમાંનું કાંઈ પ્રાચીન કાળમાં ન હતું. માત્ર હાથી અને ઘોડાની ચિકિત્સા તે જમાનામાં જરૂરની હોવાથી પ્રચલિત હતી અને તેને અંગે એ પ્રાણીઓનું શારીર (Anatomy) વર્ણન હસ્ત્યાયુર્વેદ વગેરેમાં મળે છે, પણ માણસની અને હાથી, ઘોડાની શરીર રચનામાં વિશેષ ફેર નથી અને મગજ વગેરેમાં જે ફેર છે તેની એ જમાનામાં ખબર ન હતી.

## સુશ્રુતોક્ત સૃષ્ટયાદિ પ્રક્રિયા

ક. ૬૩ સુશ્રુતમાં ચરક જેટલાં વિસ્તાર કે મૌલિકતા નથી. સુશ્રુતે મોટે ભાગે સાંખ્યકારિકાને અનુસરતી સાંખ્ય પ્રક્રિયા પ્હેલાં આપી છે અને પછી આયુર્વેદનો મતભેદ દર્શાવ્યો છે.

"સર્વ ભૂતોના કારણરૂપ, જાતે અકારણ, સત્વ, રજસ્ અને તમ સ્વરૂપ, સર્વ જગત્‌ની ઉત્પત્તિનું કારણ અવ્યક્ત છે. તે એકજ ઘણા ક્ષેત્રજ્ઞો (જીવો) નું અધિષ્ઠાન છે.

તે અવ્યક્તમાંથી તેજ લક્ષણોવાળું મહાન્ ઉત્પન્ન થાય છે, મહાન્‌માંથી તેજ લક્ષણોવાળો અહંકાર ઉત્પન્ન થાય છે. તે અહંકાર ત્રણ જાતનો છે; વૈકારિક, તૈજસ અને ભૂતાદિ. તૈજસની મદદવાળા વૈકારિક અહંકારમાંથી શ્રોત્રાદિ અગીઆર ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે, પાંચ બુદ્ધિન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને ઉભયાત્મક મન, તૈજસ સહાયભૂતાદિમાંથી તેજ લક્ષણવાળી પાંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે (૧) શબ્દ તન્માત્ર, (૨) સ્પર્શ તન્માત્ર, (૩) રૂપ તન્માત્ર (૪) રસ તન્માત્ર (૫) ગંધ તન્માત્ર; શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ તેના વિશેષો છે. તે પાંચ તન્માત્રાઓમાંથી આકાશાદિ પાંચ ભૂતો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ૨૪ તત્ત્વોની વ્યાખ્યા થઈ." (સુશ્રુત શા. ૧–૩–૪) આ સમગ્ર પ્રક્રિયા સાંખ્યકારિકાના સાંખ્યની છે.[૭૯] આમાં એક ગડબડ દેખાય છે. શબ્દાદિને સુશ્રુત તન્માત્રાઓના વિશેષો કહે છે. હવે સાંખ્યકારિકા તન્માત્રાઓને અવિશેષ અને પાંચ ભૂતોને વિશેષો કહે છે. (જુઓ સાં. કા. ૩૮) ચરક ઇન્દ્રિયોને ભૌતિક ગણે છે અહીં સુશ્રુતે સાંખ્યકારિકાને અનુસરી અહંકારમાંથી ઉત્પન્ન થતી (આહંકારિક) કહી છે. સુશ્રુતનો ટીકાકાર ડલ્હણ પણ સ્પષ્ટ નોંધ કરે છે. "ઇંદ્રિયો અહંકાર કાર્યો એ સાંખ્યનો મત છે, વૈદ્યકનો મત તો ભૌતિક છે એમ છે."

ક. સુશ્રુતે જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોના વિષયો ગણાવ્યા છે તે પ્રસિદ્ધ છે (સુ. શા. ૧–૫)

---

૭૯ જુઓ સાં. કા. ૩, ૧૧, ૧૮, ૨૨, ૨૪, ૨૫, ૨૬

'અવ્યક્ત, મહાન્ અહંકાર અને પાંચ તન્માત્રા એ પ્રકૃતિ અને બાકીના સોળ વિકારો' ( એજન. ૬ ) આ પણ સાંખ્યકારિકાનોજ મત.

ઈન્દ્રિયોના, અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવત એવા ભેદો પણ સુશ્રુત પાડે છે. આ અધિભૂતાદિની ત્રિવિધ કલ્પના ઉપનિષદ્‌માં અને ગીતામાં મળે ( જુઓ છાં. ઉ. ૬, ૭, તથા ગીતા. અ. ૮ ) પણ "પ્રત્યેક ઈન્દ્રિયોના વિષયો એ અધિભૂત, ઇન્દ્રિયો પોતે અધ્યાત્મ અને બુદ્ધિના બ્રહ્મા, અહંકારના ઇશ્વર, મનના ચન્દ્રમા, શ્રોત્રની દિશાઓ, ત્વચાનો વાયુ, ચક્ષુનો સૂર્ય, વાણીનો અગ્નિ, હસ્તના ઇન્દ્ર, પગના વિષ્ણુ" વગેરે અધિદૈવત ( સુશ્રુત શા. ૧-૭ ) એ સુશ્રુતોક્ત વિસ્તાર પૌરાણિક છે.[૮૦]

"આ બધો કાર્યકારણ સંયુક્ત અચેતન વર્ગ થયો, પચ્ચીશમો પુરૂષ એ ચેતન પિતા છે. પ્રધાન-પ્રકૃતિ જો કે અચૈતન્ય છે પણ તેની પ્રવૃત્તિ પુરૂષના કૈવલ્ય માટે છે એમ આચાર્યો ઉપદેશ આપે છે અને ક્ષીરાદિનાં ઉદાહરણ આપે છે."[૮૧] આ સિદ્ધાન્ત સાંખ્યનો છે અને ઉદાહરણ તથા શબ્દો સાંખ્યકારિકામાંથી લીધેલ છે.

ક. ૬૫ "હવે પુરૂષ અને પ્રકૃતિમાં શું મળતાપણું અને શું વૈધર્મ્ય છે તે કહીએ છીએ-બેય અનાદિ છે, બેય અનન્ત છે, બેય અલિંગ છે, બેય નિત્ય છે, બેય જેનાથી કોઇ પર નથી એવાં છે, અને બેય સર્વગત છે. પણ એક પ્રકૃતિ અચેતન, ત્રિગુણા, બીજ ધર્મવાળી, પ્રસવ ધર્મવાળી અને મધ્યસ્થ ધર્મવાળી છે, પુરૂષો ઘણા ચેતનાવાળા, સત્વાદિ ગુણ વગરના, બીજ ધર્મ વગરના, પ્રસવ ધર્મ વગરના અને મધ્યસ્થ ધર્મવાળા છે" (એજન. ૯)[૮૨]

આ પણ સાંખ્યનો સિદ્ધાન્ત છે અને સુશ્રુતે સાંખ્યકારિકાના શબ્દો વાપર્યા છે.

"તેમાં કારણને અનુરૂપ કાર્ય હોય છે એ ન્યાયે આ બધા વિશેષો સત્વ, રજ અને તમોમય છે. અને તન્મય હોવાથી તથા તેનાથી લિપ્ત હોવાથી પુરૂષો પણ ત્રણ ગુણવાળા થાય છે એમ કેટલાક કહે છે." (એજન. ૧૦)[૮૩]

---

૮૦ જુઓ મ. શાં. અ. ૩૧૮ શ્લો. ૧ થી ૧૩

૮૧ पुरुषस्य दर्शनार्थं कैवल्यार्थं तथा प्रधानस्य

સાં. કા. ૨૧

ક્ષીરાદિનાં ઉદાહરણ માટે જુઓ — સાં. કા. ૫૭

૮૨ त्रिगुणमविवेकि विषयः सामान्यमचेतनं प्रसवधर्मि ।
व्यक्तं तथा प्रधानं तद्विपरीतस्तथा पुमान् ॥

સાં. કા. ૧૧ અને તેની ટીકા જુઓ.

પુરૂષને મધ્યસ્થ ૧૯ મી કારિકામાં કહ્યો છે.

૮૩ જુઓ સાં. કા. ૨૦

क. અહીં સુધી પક્ષે-કેટલાકથી સાંખ્યમત કહ્યા પછી 'વૈદ્યકમાં તો' એમ કહીને વૈદકનો મત આપે છે. "વિશાળ દૃષ્ટિવાળા ( વૈદ્યો ) સ્વભાવને ઈશ્વરને, કામને, યદૃચ્છાને, નિયતિને અને પરિણામને પ્રકૃતિરૂપ માને છે."

( એજન ૧૧ )

ટીકાકારે 'સ્વભાવ' વગેરે દરેકની માન્યતાનાં ઉદાહરણો સુશ્રુતનાં ભિન્ન ભિન્ન પ્રકરણોમાંથી ઉતાર્યાં છે. વળી સુશ્રુત કહે છે પાંચ ભૂતો સત્વરજ અને તમોમય અને સત્વાદિના ગુણોવાળાં છે. અને ભૂતોથી ભૂતોના લક્ષણોવાળો આખો સ્થાવરજંગમ ભૂત સમૂહ ઉત્પન્ન થાય છે. આ ભૂતગ્રામનોજ ચિકિત્સામાં ઉપયોગ છે. માટે ચિકિત્સામાં ભૂતોથી આગળ વિચાર કરવાની જરૂર નથી. કારણ કે જેમાંથી પુરૂષ સંભવે છે તે દ્રવ્યસમૂહ ( શુક્રશોણિત વગેરે ) નું કારણભૂતો છે, અને આયુર્વેદમાં ઈન્દ્રિયો અને ઇન્દ્રિયાર્થો ભૌતિક મનાય છે."

( એજન ૧૨, ૧૩, ૧૪ )

આ મત ચરકનો છે એ જોયું છે. "વળી માણસ તે તે ઇન્દ્રિયથી તે તે ઇન્દ્રિયના વિષયનુંજ ગ્રહણ કરે છે, કારણ કે બેયનું કારણ સમાન છે."

( એજન ૧૫ )

વળી સુશ્રુત કહે છે કે આયુર્વેદ શાસ્ત્રમાં સર્વગત નિત્ય ક્ષેત્રજ્ઞો નથી મનાતા. ( સાંખ્યમાં મનાય છે ) અસર્વગત છતાં ક્ષેત્રજ્ઞો નિત્ય હોવાનાં કારણો ( આચાર્યો ) કહે છે. આયુર્વેદ શાસ્ત્ર સિદ્ધાન્તમાં અસર્વગત અને નિત્યક્ષેત્રજ્ઞો, પશુ, પક્ષી, માણસ અને દેવયોનિઓમાં ધર્માધર્મનિમિત ફરે છે ને ક્ષેત્રજ્ઞો અનુમાનગ્રાહ્ય, ચેતનાવાળા નિત્ય છે, અને શુક્ર અને શોણિતના સન્નિપાતથી પ્રગટ થાય છે. મહાભૂત શરીરી સમવાય પુરૂષ છે એમ કહ્યું છે, તેજ કર્મ પુરૂષ છે અને તેજ ચિકિત્સા માટે અધિકારી છે. (એજન ૧૬)

"આ પુરૂષના, સુખદુઃખ, ઇચ્છાદ્વેષ, પ્રયત્ન, પ્રાણાપાન, ઉન્મેષનિમેષ, બુદ્ધિ, મન, સંકલ્પ, વિચારણા, સ્મૃતિ, વિજ્ઞાન, અધ્યવસાય અને વિષયોપલબ્ધિ એટલા ગુણો છે." (એજન ૧૭)

બુદ્ધિ અને મન ગણાવ્યા પછી સંકલ્પ, વિચારણા, અધ્યવસાય વગેરેને જુદાં ગણાવે છે ત્યારે બુદ્ધિ અને મનનો અર્થ શું ?

પછી સાત્વિક, રાજસ, તામસ સ્વભાવોનાં લક્ષણો કહ્યાં છે. (એજન ૧૮)

આમાં ખાસ વિશેષ નથી, પછી આકાશાદિ ભૂતોના ગુણો ગણાવ્યા છે.

( એજન ૧૯ )

આ અધ્યાયને અન્તે સુશ્રુત કહે છે "આઠ પ્રકૃતિ, સોળ વિકારો અને ક્ષેત્રજ્ઞ એટલું ટુંકામાં પોતાના તંત્ર (આયુર્વેદ) માં અને બીજા તંત્ર (સાંખ્ય)માં ( સરખું ) કહ્યું છે." ( એજન ૨૧ )

સુશ્રુતનું આ વર્ણન સ્પષ્ટ દેખાડે છે. ચરકનો નિર્વિશેષ ભૂતાત્મા પુરૂષ અને સંયોગ પુરૂષ એવો ભેદ કાં તો સુશ્રુતના જાણવામાં નથી અથવા આયુર્વેદની માન્યતા તરીકે તેને કબુલ નથી.

## કર્મ અને પુનર્જન્મવાદ.

क. ૬૭ આયુર્વેદ આત્માનું અસ્તિત્વ માને છે અને "આ સ્થૂળશરીરની બ્હાર અહંકાર, કર્મ, તેનું ફળ, દેહાન્તર ગતિ અને સ્મૃતિ રહે છે" એમ કહે છે ( જુઓ ચરક શા. ૧–૫૦ ) એટલે પુનર્જન્મ માને છે એમ સિદ્ધ થાય છે. "વળી પ્રાણી પોતાના આત્માથી આત્માને સર્વ યોનિમાં લઇ જાય છે, અને પ્રાણો સાથે જોડે છે. જીવનો બીજો કોઈ પ્રેરક નથી." ( એજન ૭૫ ) એ શબ્દોથી જીવ દેહાન્તરગતિમાં ઇશ્વરને કે બીજા કોઇને આધીન નથી એમ ચરકનું વિવક્ષિત છે.

સમાજમાં ચાલતી કથાઓ કે દેવોની પૂજા વગેરેની વિરૂદ્ધ ન પડવું એ સદાચાર છે એમ ચરક માને છે. ( જુઓ આયુર્વેદ અને ધર્મશાસ્ત્ર ), પણ આ સમગ્ર પ્રકરણમાં ઇશ્વરનો ક્યાંય ઉલ્લેખ નથી. વળી કર્મનું ફળ સ્વતંત્ર રીતે જીવાત્મા પોતે મેળવે છે અને દેહાન્તરને પણ પોતેજ પોતાની મેળે પ્રાપ્ત થાય છે એમ ચરક કહે છે એટલે ઇશ્વરનું સ્થાન આયુર્વેદના દર્શનમાં રહેતું નથી. અલબત્ત સૃષ્ટિનું મૂળ કારણ અવ્યક્ત તેજ જીવાત્મા એવી ચેતન તત્ત્વના ઐકયની માન્યતા છે. વૈશેષિકસૂત્ર કે ન્યાયસૂત્રમાં પોતામાંયે સ્રષ્ટા ઇશ્વર વિષે મૌન જોવામાં આવે છે, કર્મનું ફળ ઇશ્વર આપે છે એમ સૂત્રોમાંથી તો અર્થ નથી નીકળતો પણ ન્યાયભાષ્યકારવાત્સ્થાન કાઢે છે. ( ન્યા. સૂ. ૪–૧–૨૧ ) અને વૈશેષિકભાષ્યકાર પ્રશસ્તપાદ તો સૃષ્ટિની ઉત્પત્તિમાં મહેશ્વરની ઇચ્છાને સ્વીકારે છે ( જુઓ પ્રશસ્તવાદભાષ્ય પા. ૯૧ ) પાછળના ન્યાયવૈશેષિક ગ્રન્થો ઇશ્વરનું સ્થાન સ્વીકારે જ છે.

क. ૬૮ પણ ચરકને પુનર્જન્મની માન્યતાનો ઘણો આગ્રહ છે. ઉપનિષદોમાં પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણા એ રીતે ત્રણ એષણાઓ ગણાવી છે ( બૃ. ઉ. ૪. ૪. ૨૨ ) તેમાં પુત્રૈષણાને બદલે પ્રાણૈષણા અને લોકૈષણાને બદલે પરલોકૈષણા મૂકીને "એ ત્રણ એષણાઓ આલોકનું તથા પરલોકનું હિત જોનાર પુરૂષે શોધવા યોગ્ય છે" એમ ચરક કહે છે. ( ચરક સૂ. અ. ૧૧–૩ ).[૮૪] ન્યાયસૂત્રકાર પણ પ્રેત્યભાવ (પુનર્જન્મ )ને એક પ્રમેય ગણે છે ( ૧. ૧. ૯, ૧૧, ૧૯; ૪. ૧. ૧૦ થી ૧૩ ).

---

૮૪ ચરકે અહીં પુત્રૈષણાને પ્રાણૈષણા માટે માર્ગ કરવા છોડી દીધી છે. પ્રાણ હોય તો કામ વખત થતાં જાગેજ એમ માન્યું હશે અથવા પુત્રૈષણાની તૃપ્તિ માટે તો આખું વાજીકરણ પ્રકરણ છે જ, એમ હશે.

અહીં પ્રયોજન પરલોકૈષણાનું જ છે અને ચરકે પણ પરલોકની માન્યતાને, સ્થાપવા આ અધ્યાયનો મોટો ભાગ રોક્યો છે. ચરક આરંભ શંકાથી કરે છે. “પરલોક માટે જ શંકા છે કે અહીંથી પડ્યા (મર્યા) પછી હશું કે નહિ. સંશયનું કારણ શું ? કારણ એટલું જ કે કેટલાક પ્રત્યક્ષ માત્રને જ માનનારા છે, તેઓ પુનર્જન્મ પરોક્ષ હોવાથી પુનર્જન્મને નથી માનતા. જ્યારે બીજાઓ આગમ (વેદ) ઉપરના વિશ્વાસથી પુનર્જન્મ માને છે. વળી શ્રુતિમાં પણ મતભેદ છે” (એજન ૬).

હવે ચરક આ શંકાનો જવાબ આપે છે. “બુદ્ધિમાન્ માણસે નાસ્તિક બુદ્ધિ અને શંકા છોડી દેવાં, કારણ કે પ્રત્યક્ષ તો થોડું છે અને ઘણું અપ્રત્યક્ષ છે. આ અપ્રત્યક્ષ વસ્તુ આગમ, અનુમાન અને યુક્તિથી ગ્રહણ કરી શકાય છે.” “વળી પ્રત્યક્ષ જ છે અને બીજું કાંઇ નથી એમ કહેવું એ પણ ખોટું છે, કારણ કે (૧) અતિ સંનિકર્ષ, (૨) અતિ વિપ્રકર્ષ, (૩) આવરણ (૪) ઇન્દ્રિયોની નબળાઇ (૫) મનનું ધ્યાન ન હોય (૬) વસ્તુ સરખા રૂપરંગવાળી સાથે મળી જાય (૭) અભિભવ (સૂર્યના પ્રકાશથી દિવસે તારાઓ ન દેખાય) (૮) અને અતિ સૂક્ષ્મતા એટલાં કારણોથી સામે રહેલી વસ્તુઓ પણ પ્રત્યક્ષ પકડાતી નથી.” (એજન ૧૧. ૮).[૮૫]

ક. ૬૯ “વળી કેટલાક માતાપિતાને જન્મનું કારણ માને છે, કેટલાક સ્વભાવને માને છે, અને બીજા યદૃચ્છાને માને છે.” (એજન ૧૧. ૬) ચરક આ મતોનું ખંડન કરતાં કહે છે કે “જો માતા કે પિતાનો આત્મા આખોય બાળકમાં ઉતરે તો માતા પિતાનું મરણ થાય, અને અતિસૂક્ષ્મ આત્મા નિરવયવ હોવાથી એનો અમુક ભાગ ઉતરે એમ ન માની શકાય” (એજન. ૧૧, ૯, ૧૦) “જેઓ સ્વભાવને માને છે તેઓએ છએ ધાતુઓનો પાંચભૂતો અને ચેતનાનો સ્વભાવ માનવો જોઈએ, અને તેઓના સંયોગ તથા વિભાગમાં કર્મજ કારણભૂત છે” (એજન. ૧૧, ૧૨)

અને “ચેતના ધાતુ અનાદિ હોવાથી એને બીજું કોઇ ઉત્પન્ન કરે એમ ન મનાય” (એજન ૧૧–૧૩) મતલબ કે ઇશ્વર જીવને ઉત્પન્ન કરતો નથી.

---

૮૫ ચરકનું આ વચન સાં. કા. ૭ સાથે બહુ મળતું છે. સાં કા માં આઠ કારણોજ આપ્યાં છે, અને બેયના શબ્દો લગભગ એક છે. પણ ચરકે આ વચન સાંખ્યકારિકામાંથી ઉતાર્યું હશે એમ માનવાનું મન થતું નથી, કારણ કે પતંજલિએ મહાભાષ્યમાં ઉપરનાં આઠમાંથી ૭ કારણો તો આપ્યાં છે. **षड्भिः प्रकारैः सतां भावानामनुपलब्धिर्भवति अतिसन्निकर्षादतिविप्रकर्षान्मूर्त्यन्तरव्यवधानात् तमसावृतत्वात् इन्द्रियदौर्बल्यादतिप्रमादादिति ।**

ચરક કહે છે કે "યદચ્છાવાદથી જેની બુદ્ધિ હણાઇ ગઇ છે એવા નાસ્તિકને તો પરીક્ષા, પરીક્ષા યોગ્ય, કર્તા, કારણ, દેવો, ઋષિઓ, સિદ્ધો, કર્મ, કર્મનું ફળ, આત્મા કાંઇ નથી, એ નાસ્તિકવાદ તો પરમ પાતક છે" (એજન ૧૧-૧૪, ૧૫). માટે "બુદ્ધિરૂપ દીવાથી પ્રત્યક્ષ, અનુમાન, આપ્તાગમ અને યુક્તિ ચારે રીતે પરીક્ષા કરીને પરલોકને માનવો." (એજન ૧૧-૧૬, ૧૭). ચરકે પછી પ્રત્યક્ષાદિનાં લક્ષણો આપ્યાં છે, જે ચરકની કથા પદ્ધતિનું અવલોકન કરતાં જોશું.

ક ૭૦ પણ ચરક કહે છે કે આપ્તાગમ વગેરે ચારે પ્રમાણોથી પુનર્જન્મ છે એમ સિદ્ધ થાય છે. (૧) આપ્તાગમ—"ભય, રાગ, દ્વેષ, લોભ, મોહ અને માન વગરના, બ્રહ્મપરાયણ, કર્મ જાણનાર, જેની સત્વ-બુદ્ધિની ગતિ અનુપહત છે એવા અને ધર્મ દ્વારમાં દઢતાવાળા, દિવ્યચક્ષુવાળા અને પ્રાચીનતર મહર્ષિઓએ જોઇને પુનર્ભવનો ઉપદેશ કર્યો છે" (એજન ૧૧-૨૯) "અને પ્રત્યક્ષ પ્રમાણ પણ છે—માતાપિતાથી જુદી જાતનાં બાળકો જોવામાં આવે છે, માણસોના વર્ણ, સ્વર, આકૃતિ સત્વ-બુદ્ધિ અને ભાગ્યમાં ફેરફાર જોવામાં આવે છે, કોઇનો ઉચા કુળમાં અને કોઈનો નીચા કુળમાં જન્મ થાય છે. કોઇ ગુલામ હોય છે, તો કોઈ શેઠ હોય છે, કોઇની જીંદગી સુખી તો કોઇની દુ:ખી દેખાય છે, આયુષ્ય ઓછાં વધારે દેખાય છે, આંહી કરેલાં ઘણાં કર્મનું અહીં ફળ નથી મળતું, શીખ્યા વગર બાળકમાં રોવું, હસવું, સ્તનપાન, હાસ્ય, ભય વગેરેની પ્રવૃત્તિ જોવામાં આવે છે,[૮૬] માણસના શરીરમાં ભિન્નં ભિન્ન લક્ષણો (હાથની રેષાઓ વગેરે) દેખાય છે, કર્મ સરખું છતાં ફળમાં ભેદ, જુદાં જુદાં માણસની જુદાં જુદાં કર્મમાં સ્વાભાવિક બુદ્ધિ અને અબુદ્ધિ દેખાય છે. જાતિ સ્મરણ,[૮૭] અહીંથી ગયેલાંઓ પાછા આવે છે[૮૮] અને સરખાં દેખાતાં માણસોમાંથી કોઈ પ્રિય લાગે છે અને કોઈ અપ્રિય." (એજન ૧૧-૩૦).

---

૮૬ જુઓ ન્યા. સૂ, ૩-૧-૧૯, તથા ૩-૧-૨૨, નવાં જન્મેલાં ને હર્ષ, શોક અને ભય થાય છે તથા સ્તન્યાભિલાષ થાય છે તે પૂર્વ જન્મના અભ્યાસની સ્મૃતિ છે એમ ન્યાય સૂત્રકાર કહે છે.

૮૭ જાતિ-પૂર્વ જન્મનું સ્મરણ યોગીને થઇ શકે છે એમ યોગ સૂત્ર માને છે. (યો. સૂ. ૩—૧૮) એને આધારે ચરકે જાતિ સ્મરણ લખ્યું હશે કે હમણાં જેમ કેટલાંક બાળકોને પૂર્વ જન્મની સ્મૃતિ દેખાયાની વાતો છાપાંઓમાં વાંચવામાં આવે છે તેમ પોતાના વખતમાં ચાલતી વાતો ઉપરથી લખ્યું હશે?

૮૮ આ શબ્દોથી ટીકા પ્રમાણે કેટલાંક માણસો મરેલાં લાગ્યા પછી પાછાં જીવતાં દેખાય છે અને યમ લોકની વિચિત્ર વાતો કરે છે, આ પ્રકારના દાખલાઓ ઉદ્દિષ્ટ છે.

क ૭૧ ચરકે આ વાક્યમાં જગત્‌માં દેખાતા વૈષમ્ય કે વૈચિત્ર્યના ઠીક દાખલાઓ એકઠા કર્યા છે, કદાચ પૂર્વ જન્મના કર્મને આ જન્મની સ્થિતિ માટે કારણ માનવાના સમર્થનમાં આટલા દાખલાઓ એક સાથે કોઈ ગ્રન્થમાં મેં નથી જોયા. મિલિન્દપણ્હ ચરક જેવા જ દાખલાઓ આપે છે. "માણસો બધાં સરખાં નથી, કોઇ દીર્ઘાયુષી છે, કોઇ અલ્પાયુષી છે, કોઇ તંદુરસ્ત છે, કોઇ માંદા છે, કોઇ રૂપાળા છે તો કોઈ કુરૂપ છે, કોઈ બળવાળાં તો કોઇ નબળાં હોય છે, કોઇ પૈસાવાળા તો કોઈ નિર્ધન, કોઈ ઉંચા કુળમાં જન્મેલાં તો કોઈ નીચા કુળમાં, કોઇ ડાહ્યાં તો કોઇ મૂર્ખ."[૮૯] આ જગત્‌માં દેખાતું વૈચિત્ર્ય શાથી છે એ પ્રશ્નના જવાબમાં પ્રાચીન આર્યોને આ કર્માનુસાર પુનર્જન્મનો વાદ સૂઝયો લાગે છે. અભિ ધર્મકોશ સ્પષ્ટ કહે છે કે **कर्मजं लोकवैचित्र्यम्** ( ૪-૧ ) મીમાંસક કુમારિલ અને શંકરાચાર્ય જગદ્ વૈચિત્ર્ય જોઇને કર્મવાદની કલ્પના સૂઝી હોવાના વિચારને ટેકો આપે છે.[૯૦]

क ૭૨ ન્યાયસૂત્રના ભાષ્યકાર જગત્ વૈચિત્ર્યના ચરકને મળતા દાખલાઓ આપે છે. "કોઇનું ઉંચુ કુળ કોઇનું નીચું કુળ, કોઈનું સારૂં કોઈનું ખરાબ, કોઇનું બહુ રોગવાળું શરીર કોઈનું અરોગ, કોઈનું સંપૂર્ણાંગ કોઇનું વિકળ, કોઇનું દુઃખી કોઈનું સુખી, કોઇનું સારા લક્ષણોવાળું કોઈનું ખરાબ લક્ષણોવાળું, કોઇનું તેજ ઈંદ્રિયોવાળું કોઇનું એથી ઉલટું અને સૂક્ષ્મ ભેદ તો અપરિમેય છે. આ રીતે દરેકનો જન્મથી ભેદ દેખાય છે તે કર્મ ભેદથી છે એમ માનવું યોગ્ય છે,"[૯૧] આ લોક વૈચિત્ર્ય કર્મજન્ય હોવું જોઇએ એમ અર્થાપત્તિથી માનવાનું કુમારિલ કહે છે, જ્યારે શંકરાચાર્ય, ન્યાય ભાષ્યકાર[૯૨] અને ચરક આ પ્રત્યક્ષ દાખલાઓ ઉપરથી અનુમાન કરવાનું કહે છે.

---

૮૯ જુઓ Warren's Buddhism in Translation p. 215.

૯૦ नन्वर्थापत्तिरेवं स्याज्जगद्वैचित्र्यदर्शनात् ।

सुखिदुःख्यादिभेदोहि नादृष्टात् कारणादृते ॥

दृष्टस्य व्यभिचारित्वात् तदभावेपि संभवात् ।

सेवाध्ययनतुल्यत्वे दृष्टा च फलभिन्नता ॥

શ્લોક વાર્તિક પ્રત્યક્ષ સૂત્ર શ્લો ૧૦૧, ૧૦૨

जगद्वैचित्र्योपलब्धेश्च धर्माधर्मनिमित्तः संसारोनुमीयते

ગીતા, અ ૧૩–શ્લો. ૨ ઉપર શાંકર ભાષ્ય

૯૧ જુઓ ન્યા સૂ–૩–૨–૬૮.

૯૨ ચરક પેઠે ન્યાય ભાષ્યકાર પ્રત્યક્ષ, અનુમાન અને આગમ ત્રણેનો શરીર સૃષ્ટિ અને સુખ દુઃખ યોગ 'કર્મ નિમિત્ત નથી' એમ માનવામાં વિરોધ આવે છે એમ કહે છે. ( જુઓ ન્યા–સૂ. ૩–૨–૭ ઉપર ભાષ્ય )

"આ ( ઉપર કહેલા ) પ્રત્યક્ષથી અનુમાન થાય છે કે જાતે કરેલું અપરિહાર્ય દૈવ નામનું પૂર્વદેહનું કર્મ છે તે જીવની સાથે રહે છે અને આ ઉપર ગણાવ્યું તે–તેનું ફળ છે. અને હમણાંના કર્મથી બીજું ફળ થશે. ફળથી બીજનું અનુમાન અને બીજથી ફળનું " ( એજન–૧૧–૩૧ )

અને યુક્તિ એ છે કે "ષડ્ ધાતુના સમુદાયથી ગર્ભ જન્મે છે. કર્તા અને કરણના યોગથી ક્રિયા થાય છે, કરેલાં કર્મનું ફળ હોય. ન કરેલાં કર્મનું નહિ, બીજ વગર અંકુરની ઉત્પત્તિ ન થાય, કર્મ પ્રમાણે જ ફળ હોય, એક બીમાંથી બીજા અંકુરની ઉત્પત્તિ ન થાય " ( એજન–૧૧–૩૨ )

મહાભારત લગભગ આજ શબ્દોમાં પૂર્વજન્મના કર્મની વાત કરે છે.[૯૩] અને મિલિન્દ પણ્હ બીજમાંથી વૃક્ષનો જ દાખલો આપે છે.[૯૪] ઓલ્ડબર્ગ બૌદ્ધો માટે કહે છે પણ ખરી રીતે બધા કર્મવાદ માનનારાઓ કર્મવાદ ને કુદરતના નિયમ જેવો માને છે.[૯૫]

સંયુત્તનિકાય કહે છે તેમ "માણસનું શરીર પૂર્વભવનું કર્મ જ છે."[૯૬]

ક. ૭૩ ચરક અને આ બધા કર્મવાદીઓનાં વચનોનો સાર એ છે કે કર્મ પ્રમાણે પુનર્જન્મ માનવાથી, વર્તમાનમાં દેખાતા 'લોક વૈચિત્ર્ય' નો ખુલાસો મળે છે અને કરેલાં કર્મનો બદલો મળવો જ જોઈએ એ નિયમ સચવાય છે. પ્રાચીન પરિભાષામાં કહીએ તો કૃતહાનિ અને અકૃતાભ્યાગમ દોષો નથી આવતા, માટે કર્મવાદ માનવો.

---

૯૩ कर्मजं त्विह मन्यन्ते फलयोगं शुभाशुभम् ।

શાં. ૨૨૯–૨૯

कर्मजोयं पृथग्भावो द्वन्द्वयुक्तो हि देहिनः ।

શાં. ૨૩૯–૯૮

आत्मना विहितं दुःखं आत्माना विहितं सुखं ।
गर्भशय्यामुपादाय भुज्यते पौर्वदेहिकम् ॥

શાં. ૧૭૯–૧૫

૯૪ મિલિન્દપણ્હ કર્માનુસાર પુનર્જન્મના ચક્રને બીમાંથી ઝાડ અને ઝાડના ફળમાંથી પાછું બી એ ચક્ર સાથે સરખાવે છે.

જુઓ Oldenberg 1882 p. 245.

૯૫ Oldenberg 1882 p. 243.
જુઓ મહાભારતનું નીચેનું વચનઃ—

अचोद्यमानानि यथा पुष्पाणि च फलानि च ।
स्वं कालं नातिवर्तन्ते तथा कर्म पुराकृतम् ॥

શાં. અ–૧૭૯–૧૩

૯૬ Oldenberg 1882 p. 243.

ચરકે ઉપર આપ્તાગમ, પ્રત્યક્ષ, અનુમાન અને યુક્તિ નામથી જે દલીલો કરી છે તે પ્રકારની દલીલોના બળથી છ બ્રાહ્મણ દર્શનોએ અને બૌદ્ધ તથા જૈન દર્શનોએ કર્મ પ્રમાણે પુનર્જન્મનો વાદ સ્વીકાર્યો જણાય છે. આ વાદનું મૂળ છેક ઉપનિષદ્‌માં મળે છે. ઋગ્મંત્રોમાં સ્પષ્ટ કર્મ કે પુનર્જન્મનો વાદ દેખાતો નથી. પણ પછીના યુગમાં ધીમે ધીમે દેખાવા લાગે છે. બૃ-ઉપનિષદ્‌માં "મર્યા પછી પુરૂષ ક્યાં હોય છે?" એ પ્રશ્નના જવાબમાં કર્મની વાત કરી છે કે "પુણ્ય કર્મથી પુણ્યવાળો થાય છે અને પાપકર્મથી પાપવાળો થાય છે" (બૃ-ઉ. ૩-૨ ૧૩). અને એથી આગળ વધીને કહે છે કે "જે કાંઇ, પુરૂષ અહીં કરે છે, તે કર્મનો અન્ત પામીને, તે (૫૨) લોકમાંથી આલોકમાં કર્મ માટે ફરી આવે છે." (બૃ-ઉ-૪-૪-૬) કઠોપનિષદ્ પણ કહે છે "કર્મ પ્રમાણે અને શ્રુત પ્રમાણે કેટલાકો યોનિને પામે છે" (કઠ ઉ. ૨-૩-૭) છાં. ઉપનિષદ્ પણ કહે છે કે "જેઓ અહીં સારાં આચરણવાળા હોય છે તેઓ બ્રાહ્મણ યોનિ, ક્ષત્રિય યોનિ કે વૈશ્ય યોનિ જેવી સારી યોનિને પામે છે અને જેઓ ખરાબ આચરણવાળા હોય છે તેઓ ચંડાલ, કૂતરાં, કે ડૂક્કર જેવી ખરાબ યોનિને પામે છે" (છાં-ઉ. ૫-૧૦-૭)

આ બીજમાંથી ઉપર ચરકમાંથી ઉતારો કર્યો છે તે બધા વિચારોનો વિકાસ તદ્દન સ્વાભાવિક છે, પણ આ કર્મ પુનર્જન્મવાદનો પૂરો વિકાસ ઉપનિષદ્ પછીના અને બૌદ્ધ, જૈન ધર્મના ઉદય પ્હેલાંના કાળમાં થઇ ગયો હતો અને એની માન્યતા એવી વ્યાપક અને રૂઢ થઈ ગઈ હતી કે બૌદ્ધો જેઓ સ્થિર આત્માને નથી માનતા તેઓએ પણ કર્મ પુનર્જન્મવાદ સ્વીકારી લીધો છે તો પછી મહાભારત, અને છ આસ્તિક દર્શનો સ્વીકારે એમાં શું આશ્ચર્ય?

ક. ૭૪ આ પ્રમાણે શરીરના જન્મ, આયુષ્ય તથા ભોગ પુરાકૃત કર્મ અથવા અદૃષ્ટને આધીન માન્યા છતાં પુરૂષાર્થ માટે પ્રયત્ન કરવામાં આત્માની સ્વતંત્રતા માની છે. વળી વર્તમાન દેહ તો પૂર્વ જન્મના કર્મને અનુસરતો માન્યો પણ પૂર્વ દેહનું શું? અને એ રીતે પાછે પગલે ચાલતાં સૌથી પ્હેલાં જે દેહ ઉત્પન્ન થયો તેને પૂર્વકૃતકર્મ ન હોવાથી પ્હેલું વૈચિત્ર્ય કેવી રીતે થયું? એ કઠણ કોયડો સંસાર અનાદિ છે, તેનો કોઇ દિવસ આરંભ થયો જ નથી એમ જવાબ આપીને પ્રાચીનોએ ઉકેલ્યો છે.[૯૭] મહાભારત, પુરાણોએ અનાદિવાદ સંપૂર્ણપણે સ્વીકારી લીધો છે.[૯૮]

---

૯૭ જુઓ ન્યા સૂ-૪-૧- ૬૫ થી ૬૮, પ્રશસ્તપદ ભાષ્ય ૫૧-૯૧ ન્યાય ભાષ્યકાર પણ પ્રેત્યભાવને અનાદિ કહે છે (ન્યા સૂ-૧-૧-૧૯) બ્ર-સૂ-૧-૩૫, ૩૬ તથા એ ઉપરનું શાંકર ભાષ્ય. શંકરાચાર્યે સ્પષ્ટ કહે છે કે **अनादौ तु संसारे बीजांकुरवद् हेतुहेतुमद्भावेन कर्मणः सर्गवैषम्यस्य च प्रवृत्तिर्न विरुध्यते.**

બ્ર. સૂ. ૨-૧-૩૫નું ભાષ્ય.

૯૮ જુઓ. મ-શાં. અ-૧૧૨

આ કર્મવાદ ઉપર પ્રાચીનોને જે વિશ્વાસ હતો તે આધુનિકોને નથી. અલબત્ત આ જમાનામાંયે ચરકે જેવા દાખલાઓ આપ્યા છે તેવા દાખલાઓ જોવામાં આવે છે, પણ તેનું આધુનિક વિચારકો જુદી રીતે સમાધાન કરવાનો યત્ન કરે છે. કેટલાક દાખલાઓ માટે પૂર્વજોનો વારસો કારણ માને છે, "શીખ્યા વગર બાળક હસવું, રોવું, ધાવવું વગેરે કરે છે" વગેરે માટે સહજવૃત્તિ ( instinct ) થી ખુલાસો કરે છે, અને કેટલાંક લોક વૈચિત્ર્ય માટે 'અકસ્માત'થી ( chance ) ખુલાસો કરે છે. સ્વભાવથી કેટલોક ખુલાસો થઈ શકે છે એ વિચાર પ્રાચીનોને આવેલો ખરો,[૯૯] પણ એક જ વાદમાં બધું સમાધાન માગતા અને ખાસ કરેલાં કર્મનું ફળ મળવું જ જોઈએ એવા આગ્રહવાળા પ્રાચીનોએ સ્વીકાર્યો નહિ. ઉલટું દેખીતી રીતે સ્વભાવથી થતાં કર્મોને પણ અદૃષ્ટ કારિત માન્યાં.[૧૦૦] જે કાર્યનું પૂરેપૂરૂં કારણ ન સમજાય તેનું કારણ અદૃષ્ટ, માનવું એમ પણ વળણ હોય.[૧૦૧] વળી વારસાથી અને સહજવૃત્તિથી વસ્તુતઃ થોડો જ ખુલાસો થાય છે છતાં આધુનિક માનસને એ માન્યતા ગળે ઉતરે છે તેમ કર્મવાદથી પ્રાચીનોનું સમાધાન થતું હતું. જગત્માં કેટલુંક એવું છે કે જેનો માનવ બુદ્ધિ કોઈ દિવસ પુરો ખુલાસો નહિ કરી શકે. અથવા 'છે તે છે' એમ શાથી છે? એનો જવાબ નહિ આપી શકે. એ માનવ બુદ્ધિની શક્તિની મર્યાદા છે, પ્રાચીનોએ બુદ્ધિની આ મર્યાદા જાહેર કરવાને બદલે કર્મ જ અનાદિ સંસારની માન્યતા સ્વીકારી છે એમ મને લાગે છે.

## આયુર્વેદ અને ન્યાયશાસ્ત્ર

કોઈ પણ શાસ્ત્ર ભણ્યા પછી તેની દ્રઢતા માટે ચરક ત્રણ ઉપાયો બતાવે છે, ૧ અધ્યયન વિધિ, ૨ અધ્યાપન વિધિ અને ૩ તદ્વિદ્ય સંભાષા ( ચરક વિ. અ-૮ ) આમાંથી પ્હેલા બેનું અહીં પ્રયોજન નથી. ત્રીજાનો વિચાર કર્તવ્ય છે. તદ્વિદ્ય સંભાષા એટલે 'સમાન વિદ્યાવાળાની અંદર અંદર ચર્ચા'

---

૯૯ યથા च फलवैचित्र्ये कर्मणां शक्तता पुनः ।
तथा विचित्रता लोके स्वभावादुपपत्स्यते ॥

શ્લોક વાર્તિક પ્ર. સૂ. ૧૦૪

૧૦૦ વૈ. સૂત્ર અગ્નિના ઉર્ધ્વજ્વલનને, વાયુની તિર્યક્ ગતિને તથા પરમાણુઓના તેમ જ મનના આદ્યકર્મને તથા ખાધેલા પીધેલાના શરીરમાં સંયોગને અદૃષ્ટે કરેલા ગણે છે ( વૈ-સૂ-૫-૨-૧૩-૧૭ )

૧૦૧ આયુર્વેદ તો ધર્માધર્મ રૂપ અદૃષ્ટ અને વસ્તુ સ્વભાવ બેય માને છે. જુઓ સુ. શા-૧ શ્લો. ૧૧ અને તે ઉપરની ટીકા.

ન્યાય સૂત્રકાર અને તદ્વિદ્ય સાથે સંવાદ ( તદ્વિદ્યૈઃ સહ સંવાદઃ ૪-૨-૪૭ ) કહે છે. ચરકે તદ્વિદ્ય સંભાષાની ઉપયોગિતા સુંદર શબ્દોમાં દર્શાવી છે ( ચરક વિ. અ. ૮-૬૯ ) તદ્વિદ્ય સંભાષાના બે પ્રકારો ચરક ગણાવે છે. ૧ સંધાય સંભાષા એટલે મૈત્રી પૂર્વક ચર્ચા અને ૨ વિગૃહ્ય સંભાષા એટલે વિરોધ પૂર્વક ચર્ચા. ન્યાય સૂત્રકાર સંધાય સંભાષાને વાદ કહે છે અને વિગૃહ્ય સંભાષાને જલ્પ તથા વિતંડા ( જુઓ ન્યા-સૂ. ૧-૨-૧ વાદ લક્ષણ અને ૧-૨-૨ તથા ૩ જલ્પ અને વિતંડા લક્ષણ ); ચરક જલ્પ અને વિતંડાને વાદના જ બે પ્રકારો ગણે છે. ( એજન ૬-૨૦ )

" અક્ષપાદ જેટલું, છલ, જાતિ અને નિગ્રહ સ્થાનનું વિસ્તૃત વર્ણન ચરકે નથી કર્યું પણ કેવા પ્રતિવાદી સાથે અને કેવી રીતે સંધાય સંભાષા કરવી અને કેવા સાથે વિગૃહ્ય સંભાષા કરવી, બેય પ્રકારની સંભાષામાં કેવી તૈયારી કરવી એનું જે અનુભવ સિદ્ધ વર્ણન ચરકે આપ્યું છે, તે ન્યાય સૂત્રમાં કે એના ભાષ્યમાં નથી મળતું. વળી ન્યાય ભાષ્યકાર દાર્શનિક વિષય લઇને અનુમાન વાકય યોજે છે, ત્યારે ચરક વૈદક વિષય લઈને અનુમાન વાકય ઘડે છે દા. ત. ' અમુકનો જઠરાગ્નિ બળવાન્ છે કારણ કે તે સારી પેઠે પચાવી શકે છે, ' અમુક બળવાન્ છે કારણ કે તે સારી પેઠે વ્યાયામ કરી શકે છે ' ( એજન ૬-૩૨ ) બાકી ન્યાય શાસ્ત્રની કથા પદ્ધતિ અને ચરકની આ સંભાષા ઘણી બાબતમાં એક છે. "

ચરકે કરેલું બેય જાતની સંભાષાનું વર્ણન ઘણું મનોરંજક છે. એ ઉપરથી એ જૂના વખતમાં શાસ્ત્રાર્થો કેવી રીતે થતા, વિદ્વાનો પરસ્પર કેવી જ્ઞાન ગોષ્ઠી કરતા તથા એક બીજાને જીતવા માટે કેવી સાઠ મારી કરતા તેનો ઠીક ખ્યાલ આવે છે. પણ ન્યાય શાસ્ત્ર સાથે તુલના માટે એ ભાગ ઉપયોગી નથી. પરંતુ ચરક વાદ માર્ગના જ્ઞાન માટે નીચેના પદાર્થો ગણાવે છે જે મોટે ભાગે ન્યાય શાસ્ત્રમાં મળે છે:—

" (૧) વાદ (૨) દ્રવ્ય (૩) ગુણો (૪) કર્મ (૫) સામાન્ય (૬) વિશેષ (૭) સમવાય (૮) પ્રતિજ્ઞા (૯) સ્થાપના (૧૦) પ્રતિસ્થાપના (૧૧) હેતુ (૧૨) દૃષ્ટાંત (૧૩) ઉપનય (૧૪) નિગમન (૧૫) ઉત્તર (૧૬) સિદ્ધાન્ત (૧૭) શબ્દ (૧૮) પ્રત્યક્ષ (૧૯) અનુમાન (૨૦) ઐતિહ્ય (૨૧) ઔપમ્ય (૨૨) સંશય (૨૩) પ્રયોજન (૨૪) સવ્યભિચાર (૨૫) જીજ્ઞાસા (૨૬) વ્યવસાય (૨૭) અર્થપ્રાપ્તિ (૨૮) સંભવ (૨૯) અનુયોજ્ય (૩૦) અનનુયોજ્ય (૩૧) અનુયોગ (૩૨) પ્રત્યનુયોગ (૩૩) વાક્યદોષ (૩૪) વાકયપ્રશંસા (૩૫) છળ (૩૬) અહેતુ (૩૭) અતીતકાળ (૩૮) ઉપાલંભ (૩૯) પરિહાર (૪૦) પ્રતિજ્ઞાહાનિ

(૪૧) અભ્યનુજ્ઞા (૪૨) હેત્વંતર (૪૩) અર્થાંતર (૪૪) નિગ્રહસ્થાન."
( ચરક વિ. અ. ૮ ૬–૧૯ )

ચરક વાદના જલ્પ અને વિતંડા બે ભેદ પાડે છે, અને તેનાં લક્ષણો ન્યાયસૂત્રમાં આપેલાં લક્ષણો જેવાં પણ સાદા શબ્દોમાં છે. ૨ થી ૭ સુધીના છ પદાર્થો વૈશેષિકના છ પદાર્થો છે. ચરકે એનાં લક્ષણો સૂ. અ. ૧ માં આપ્યાં છે. (૮) પ્રતિજ્ઞાનું સ્વરૂપ ન્યાય જેવું જ ચરકે કહ્યું છે. પ્રતિજ્ઞા ઉચ્ચાર્યા પછી તેને સિદ્ધ કરવા હેતુ, દૃષ્ટાંત ઉપનય અને નિગમન એ ચાર અવયવો જરૂરના છે એમ ન્યાયશાસ્ત્ર કહે છે ( ન્યા. સૂ. ૧–૧–૩૨ ). આ ચાર અવયવોના ઉપયોગને ચરક (૯) સ્થાપના કહે છે. એક અનુમાન સામે બીજું વિરોધી અનુમાન મુકવું તે (૧૦) પ્રતિષ્ઠાપના જેને નૈયાયિકો પ્રતિ પક્ષ કહે છે. ૧૧ થી ૧૪ સુધીના હેતુ, દૃષ્ટાંત, ઉપનય અને નિગમનની વ્યાખ્યા ન્યાયસૂત્રના જેવી જ છે. ન્યાયશાસ્ત્રની જાતિ માટે ચરકે (૧૫) ઉત્તર શબ્દ વાપર્યો છે. ફેર એટલો છે કે ન્યાયશાસ્ત્ર જેવા જાતિના ચોવીશ ભેદો ચરકમાં નથી અને ઉદાહરણો ચરકે દાર્શનિક નહિ પણ વૈદ્યકનાં આપ્યાં છે (૧૬) સિદ્ધાંતની વ્યાખ્યા અને તેના સર્વ તંત્ર આદિ ચાર ભેદો ચરકમાં ન્યાય પ્રમાણે જ છે. ૧૭ થી ૨૩ સુધીના બધા પદાર્થો ન્યાય પ્રમાણે જ છે. ચરકનું (૨૪) સવ્યભિચાર તત્વ ન્યાયના અનૈકાન્તિક હેત્વાભાસને સ્થાને છે. ચરક (૨૫) જીજ્ઞાસા અને (૨૬) વ્યવસાયને અનુક્રમે પરીક્ષા અને નિર્ણયના અર્થમાં વાપરે છે.[૧૦૨] દાર્શનિકોની અર્થાપત્તિ એજ ચરકની (૨૭) અર્થપ્રાપ્તિ. ચરકનું (૨૮) સંભવ તત્વ એટલે કારણ. તેમાં દાર્શનિકોનાં સંભવ પ્રમાણનો પણ સમાવેશ થઈ જાય છે.

ચરક જે વાકયમાં વાકયના દોષો હોય તેને (૨૯) અનુયોજ્ય અને જેમાં ન હોય તેને (૩૦) અનનુયોજ્ય કહે છે. ચરક પ્રશ્ન અને પ્રતિપ્રશ્નને અનુક્રમે (૩૧) અનુયોગ અને (૩૨) પ્રત્યનુયોગ કહે છે. ચરકમાં ન્યૂન, અધિક, અનર્થક, અપાર્થક અને વિરૂદ્ધ પાંચ વાકય દોષો (૩૩) બતાવ્યા છે. જેમાંના પ્હેલા ચાર તો બાવીશ નિગ્રહસ્થાનોમાંના નિગ્રહસ્થાનો જ છે અને વિરૂદ્ધ ને ન્યાયસૂત્રકાર હેત્વાભાસમાં ગણે છે. ન્યૂનાદિ પાંચ દોષો જેમાં ન હોય એવા વાકયને ચરક વાકય પ્રશંસા કહે છે. ચરકમાં (૩૪) વાક્ છળ અને (૩૫) સામાન્ય છળ એવાં બે જ છળ છે. ન્યાયોક્ત ઉપચાર છળ નથી. ચરકમાં

---

૧૦૨ ન્યાયસૂત્ર નિર્ણયનું લક્ષણ આપે છે ( ૧–૧–૪૧ ) તે ચરકના વ્યવસાયને મળતું છે, પણ નિર્ણય પ્હેલાંના ન્યાય સૂત્રોક્ત તર્ક ( ૧–૧–૪૦ ) ના લક્ષણને જીજ્ઞાસાનું લક્ષણ મળતું નથી.

(૩૬) અહેતુ ( હેત્વાભાસ )ના પ્રકરણુસમ, સંશયસમ અને વર્ણ્યસમ એ ત્રણ ભેદો છે, જે, અનુક્રમે ન્યાયસૂત્રના પાંચ હેત્વાભાસ પૈકી પ્રકરણ સમ, સવ્યભિચાર, અને સાધ્યસમને સ્થાને છે. ચરકના (૩૭) અતીતકાલ અને ન્યાયના કાલાતીત ( કાલાત્યયાપદિષ્ટ ) વચ્ચે ખાસ સામ્ય નથી. હેત્વાભાસોનું ઉદ્ભાવન કરવું તે (૩૮) ઉપાલંભ, અને એનું સમાધાન કરવું તે (૩૯) પરિહાર. ૪૦ થી ૪૩ સુધીના ચરકોક્ત પદાર્થો એ ન્યાયનાં નિગ્રહસ્થાનો જ છે. ફેર એટલો જ કે ન્યાયની મતાનુજ્ઞાને ચરક અભ્યનુજ્ઞા કહે છે. (૪૪) નિગ્રહસ્થાન એ ન્યાયનું સામાન્ય નિગ્રહસ્થાન છે. એના ન્યાયદર્શન વર્ણિત બાવીસ ભેદો ચરકમાં નથી. પણ ઉપર બતાવેલા ન્યૂન, અધિક આદિ અને પ્રતિજ્ઞાહાનિ આદિ થોડાક જ છે.

( ચરકોક્ત વાદ પદાર્થોનું ન્યાય સૂત્ર સાથેનું આ તુલનાત્મક વર્ણન આખુંયે પંડિત સુખલાલજીના ‘ કથા પદ્ધતિનું સ્વરૂપ અને તેના સાહિત્યનું દિગ્દર્શન ’ નામના લેખમાંથી લીધું છે ( જુઓ પુરાતત્ત્વ પુ. ૩. અં. ૩ )

ચરકમાં વાદ માર્ગના ઘણા પદાર્થોનાં લક્ષણો ન્યાય સૂત્ર સાથે ઘણે અંશે મળતાં છે. ઘણા પદાર્થો બેય ગ્રન્થોમાં એક જ છે. છતાં કેટલાક પદાર્થોનાં બેયમાં નામો જુદાં છે, કોઇ નામો એક હોવા છતાં લક્ષણો જુદાં છે. જાતિ અને નિગ્રહસ્થાનનો વિસ્તાર ન્યાય સૂત્ર, જેટલો ચરકમાં નથી. કથા પદ્ધતિનું આખું વર્ગીકરણ ન્યાય સૂત્રમાં ચરક કરતાં જુદી જાતનું અને વધારે વ્યવસ્થિત છે. ચરકનું સાદું છે. ન્યાય સૂત્ર પ્હેલાં ઘણા સમયથી આ દેશમાં વિદ્વાનોમાં ચર્ચાઓ–ચરક જેને સંભાષા કહે છે તે ચાલતી હોવાના પુરાવા છે. અને કોઇ સૂક્ષ્મ વિચારકોએ આ ચર્ચા પદ્ધતિનું પૃથક્કરણ કરીને તે વિષયના ગ્રન્થો પણ ન્યાય સૂત્ર પ્હેલાં લખ્યા હોય એવો અનેક કારણોથી સંભવ લાગે છે, એમ પં. સુખલાલજી પ્રમાણ પૂર્વક નક્કી કરે છે ( એજન પા–૨૦૦ ) અને કીથ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો પણ સ્વીકારે છે,[૧૦૩] એ બધું જોતાં ચરકનો આ ભાગ પં. સુખલાલજી કહે છે તેમ માત્ર ન્યાય સૂત્રનું અનુકરણ ન હોતાં કાંઈક પૂર્વવર્તી ભિન્ન પરંપરાનો સૂચક છે ( જુઓ પુરાતત્ત્વ પુ. ૩ અં–૩ પા. ૨૦૧ )

વાદ માર્ગજ્ઞાનના ચરકોક્ત ઉપરના ૪૪ પદાર્થોમાંથી પ્રત્યક્ષાદિ પ્રમાણો વિષે થોડો વિશેષ વિચાર અહીં કરી લેવો યોગ્ય છે.

---

૧૦૩ જુઓ Indian Logic and Atomism p. 9–10.

ચરકે આ પ્રકરણમાં શબ્દ, પ્રત્યક્ષ, અનુમાન, ઐતિહ્ય અને ઔપમ્ય એ રીતે પાંચ પ્રમાણો ગણાવ્યાં છે. આમાં શબ્દ અને ઐતિહ્ય બેયનો અર્થ આપ્તોપદેશ છે. પણ લૌકિક અથવા દૃષ્ટાર્થ અને વેદાદિ કે અદૃષ્ટાર્થ એમ બે પ્રકારનો આપ્તોપદેશ ન્યાયસૂત્રને અનુસરી માનતાં ( ન્યા. સૂ. ૧-૧-૭, ૮ ) વેદાદિ અદૃષ્ટાર્થ આપ્તોપદેશનો ચરક ઐતિહ્યમાં સમાવેશ કરે છે, એટલે બાકીના દૃષ્ટાર્થ આપ્તોપદેશ માટે શબ્દ રહે છે. પણ ચરકે તો ' શબ્દ 'માં પ્રમાણ, અપ્રમાણ અને દૃષ્ટાર્થ, અદૃષ્ટાર્થ સર્વનો સમાવેશ કર્યો છે. ( જુઓ ચરક વિ. અ. ૮. ૬. ૩૦ ) એટલે ઐતિહ્યથી પુનરૂક્તિ જ થાય છે. ચરકનું આ વિષયનું વર્ણન ન્યાય જેવું વ્યવસ્થિત નથી એનો આ દાખલો. ચરકે અન્યત્ર આપ્તોપદેશ, પ્રત્યક્ષ, અનુમાન અને યુક્તિ એ રીતે ચાર પ્રમાણો ગણાવ્યાં છે ( સૂ. અ. ૧૧. ૧૭ અથવા આપ્તોપદેશ, પ્રત્યક્ષ અને અનુમાન એમ ત્રણ જ ગણાવ્યાં છે ( વિ. અ. ૪. ૩. અને અ. ૮. ૧૨ ). આપ્તોપદેશનું ચરકમાં સર્વત્ર લગભગ એક સરખું લક્ષણ છે. ( ખાસ જુઓ સૂ. અ. ૧૧. ૧૮, ૧૯ તથા ૨૭ અને વિ. અ. ૪. ૪ ). હવે પ્રત્યક્ષ અને અનુમાનનાં લક્ષણો જોઇએ.

પ્રત્યક્ષ એટલે જે " જ્ઞાનેન્દ્રિયોથી અને મન ( આત્મા. વિ. અ. ૮ )થી જણાય છે, " ( વિ. અ. ૪. ૫ ) તેમાં " સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, આત્મપ્રત્યક્ષ છે અને શબ્દાદિ વિષયો ઇન્દ્રિય પ્રત્યક્ષ છે " (વિ. અ. ૮. ૬. ૩૧) અને અન્યત્ર કહ્યું છે કે " આત્મા, ઇન્દ્રિયો, મન અને અર્થોના સન્નિકર્ષથી તે ક્ષણે જે બુદ્ધિ ( જ્ઞાન ) વ્યક્ત થાય છે તે પ્રત્યક્ષ કહેવાય છે. " (ચરક સૂ. અ. ૧૧. ૨૦ ) પ્રત્યક્ષનું આ લક્ષણ વૈશેષિક સૂત્રને મળતું છે.[૧૦૪] સુખ દુઃખાદિને ચરક માનસ પ્રત્યક્ષ ગણે છે, ન્યાય વૈશેષિકનો આ મત છે. વૈશેષિકસૂત્ર ( ૯. ૧. ૧૧ )[૧૦૫] અને ચરકના શબ્દોનો અર્થ મૂળ એક લાગે છે, પણ આત્મ પ્રત્યક્ષ યોગીઓ માટે કહેલું છે એવો હાલનાં વૈશેષિકસૂત્રોમાંથી અર્થ નીકળે છે, સૂત્રોની આ યોજના પાછળની છે એમ ફ્રેડેગેન કહે છે ( The Vaicesika System p 294 ) તે ચરકનાં ઉપરનાં વચન સાથે વૈ. સૂ. ( ૯. ૧. ૧૧ )ને મેળવતાં યથાર્થ લાગે છે. ન્યાયસૂત્રના ભાષ્યકાર સુખદુઃખને માનસ પ્રત્યક્ષ જ ગણે છે. ( જુઓ ન્યા. સૂ. ૧. ૧. ૪નું ભાષ્ય ).

અનુમાનનું લક્ષણ ચરકે " યુક્તિની અપેક્ષાવાળો તર્ક " એવું બે ઠેકાણે

---

૧૦૪ आत्मेन्द्रियार्थसन्निकर्षाद्यन्निष्पद्यते तदन्यत् — વૈ. સૂ. ૩. ૧. ૧૮

૧૦૫ आत्मन्यात्ममनसोः संयोगविशेषादात्मप्रत्यक्षम् — વૈ. સૂ. ૯, ૧. ૧૧

આપ્યું છે ( વિ. અ. ૪. ૬ અને અ. ૮. ૬. ૩૨ ) અને ત્રીજે સ્થળે "પ્રત્યક્ષપૂર્વક ત્રણ કાલ સંબંધી ત્રિવિધ અનુમાન થાય છે, દા. ત. ગૂઢ અગ્નિ ધુમાડાથી, મૈથુન ગર્ભ દેખાવાથી, અને બી જોઇને ભવિષ્યમાં થવાનું ફળ."
( ચરક સૂ. અ. ૧૧ શ્લો. ૨૧, ૨૨ )

અનુમાનનું છેલ્લું લક્ષણ ન્યાય વૈશેષિકને ઘણું મળતું છે,[૧૦૬] ખાસ કરીને પ્રત્યક્ષપૂર્વક ( तत्पूर्वक ન્યા. સૂ. ) અને ત્રિવિધ બેય શબ્દો ચરકમાં અને ન્યાયમાં સમાન છે.

### ચરક સુશ્રુતના આ પ્રકરણનો સમય.

क. ૭૯ સુશ્રુતના આ પ્રકરણનો સમય નક્કી કરવો એ મને પ્રમાણમાં સ્હેલું લાગે છે. સુશ્રુતે સાંખ્યકારિકામાંથી ઉતારો કર્યો છે એ નિઃસંદેહ છે. સાંખ્યકારિકા એજ સાંખ્યનો જૂનામાં જૂનો ગ્રન્થ છે. સાંખ્યકારિકા પ્હેલાં સાંખ્ય સંબંધી જે છુટક વચનો મહાભારત વગેરેમાં મળે છે તેમાં નથી મળતા પણ સાંખ્યકારિકામાં જ મળે છે એવા સાંખ્યના સિદ્ધાંતો તથા પારિભાષિક શબ્દો સુશ્રુતે ઉતાર્યા છે.

સાંખ્યકારિકાનો સમય તદ્દન નિશ્ચિત નથી પણ ઇ. સ. ૫૪૬માં બૌદ્ધ સાધુ પરમાર્થ જે ગ્રન્થો ચીનમાં લઇ ગયો તેમાં સાંખ્યકારિકાની તથા એની ટીકાની એક પ્રત પણ હતી. વળી વિંધ્યવાસ એજ કારિકાકાર ઇશ્વિરકૃષ્ણ[૧૦૭] એમ માનીને અને વિંધ્યવાસ વસુ બંધુના વૃદ્ધ સમકાલિન હતા એ ચીનાઈ શ્રુત પરંપરાને માનીને કીથ ઇશ્વિરકૃષ્ણને ચોથા શતકમાં મુકે છે. ( જુઓ Samkhya System p. 69 ) પણ પાછળથી વસુબન્ધુનો સમય છેક ઇ. સ. ૩૨૦ સ્વીકારીને કારિકાને ઈ. સ. ૩૦૦ની આસપાસમાં મુકે છે ( History of Sanskrit Literature 1928, p. 488 ) પણ વસુબંધુએ કારિકાનું ખંડન કર્યું છે એ જોતાં અને ઇશ્વરકૃષ્ણ સાથે વિંધ્યવાસનું એકત્વ સંદિગ્ધ હોવાથી ઇશ્વરકૃષ્ણને વસુબન્ધુની એટલા નજીક માનવાનું કારણ દેખાતું નથી. અને શ્રી. દાસગુપ્તે સાંખ્યકારિકા ઇ. સ. ૧૦૦ની આસપાસમાં રચાયાનો ગાર્બનો મત અનુમતિ સાથે ઉતાર્યો છે. [૧૦૮]( જુઓ H. I. P. Vol. I p. 218 ) ગમે તેમ હો પણ સાંખ્યકારિકામાંથી ઉતારાવાળું સુશ્રુતનું આ પ્રકરણ ઇ.

---

૧૦૬ જુઓ ન્યા. સૂ. ૧. ૧. ૫ વૈ. સૂ. ૯. ૨. ૧

૧૦૭ વિંધ્યવાસ અને ઈશ્વિર કૃષ્ણ એક જ એ ટકાકાશુનો મત જો કે કીથે કબુલ રાખ્યો છે પણ એ સર્વમાન્ય થયો નથી. ગુણરત્ન બેને ભિન્ન ગણે છે તર્કરહસ્ય દીપિકા— જુઓ A History of Indian Philosophy Vol. I p. 218 n. 3 તથા Bhandarkar Commemoration Volume માં બેલ્વેલકરનો લેખ p. 175–178

૧૦૮ રાધાકૃષ્ણન્ સાંખ્યકારિકાને ઈ. સ. ત્રીજા શતકમાં મુકે છે. Indian Philosophy Vol. 2 p. 255.

સ. ૧૦૦થી પ્હેલું માની શકાય નહિ અને ઈ. સ. ચોથા શતકથી અર્વાચીન માનવાની જરૂર નથી.

क. ચરકનાં આ પ્રકરણ વિષે નિર્ણય કરવો એટલો સહેલો નથી. ચરકના જે જે અધ્યાયોમાં આ દાર્શનિક વિષય મળે છે તે બધા અધ્યાયો પણ કદાચ સમકાલિન નથી. વળી ચરકે અમુક એક જ દર્શનમાંથી ઉતારો નથી કર્યો, પણ ઉપનિષદો, મહાભારત, સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, વેદાંત અને બૌદ્ધ સાહિત્ય એ બધામાંથી વિચારો લીધા છે.

શ્રી. દાસગુપ્ત કહે છે કે મહાભારતમાં ત્રણ પ્રકારનું સાંખ્ય મળે છે (૧) ૨૪ તત્ત્વો માનનારૂં (૨) પચ્ચીશ તત્ત્વો માનનારૂં, અને (૩) ૨૬ તત્ત્વો માનનારૂં, યોગસૂત્રમાં તથા મહાભારત પુરાણમાં ઘણે સ્થળે ૨૬ તત્ત્વોનો સાંખ્યવાદ મળે છે. પચ્ચીશ તત્ત્વોનો સાંખ્યવાદ સાંખ્યકારિકામાં અને તે પછીના સાંખ્ય ગ્રન્થોમાં મળે છે પણ જેને મહાભારત પંચશિખનું સાંખ્ય કહે છે, તે ચોવીશ તત્ત્વોનો સાંખ્યવાદ વિગતવાર ચરકમાંજ મળે છે એમ કહીને શ્રી. દાસગુપ્ત ચરક ( શા. અ. ૧ )માંથી આખો ઉતારો કરે છે, તથા સાંખ્યકારિકાના સાંખ્યથી ચરક કઈ કઇ બાબતમાં જુદું પડે છે તે પણ કહે છે. ( જુઓ A History of Indian Philosophy Vol. I p. 218–219 ) પરંતુ આપણે ઉપર સવિસ્તર જોયું છે કે ચરકનો વાદ કેવળ સાંખ્યવાદ નથી જ. પણ ચરકમં જેટલો સાંખ્યવાદ છે તેટલો સાંખ્યકારિકા પ્હેલાંનો મહાભારતીય છે.

क. ૮૧ વળી મહાભારતના એક બે શ્લોકો ચરકમાં મળે છે, પણ મહાભારતમાં ઘણું તરતું સાહિત્ય સંગ્રહાયેલું મનાય છે એટલે ચરકે મહાભારતમાંથી જ એ શ્લોકો લીધા હશે એમ કહેવું મુશ્કેલ છે, વળી મહાભારતનો સમય અનિશ્ચિત છે, છતાં મહાભારતનો મોટો ભાગ ઈ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. બીજા શતક સુધીમાં રચાયો હોવાનું હોપકીન્સ જેવા મહાભારતાભ્યાસીઓ માને છે, ચરકનું સાંખ્ય મહાભારતના સાંખ્યને એટલું મળતુ છે કે ચરકના આ પ્રકરણ માટે પણ એજ સમય મર્યાદા સ્વીકારીએ તો કાંઇ ખોટું નથી.

સાંખ્યકારિકાના એક શ્લોક ( શ્લો. ૭ ) ને મળતું વચન ચરકમાં મળે છે ( क. ૬૯ ), પણ એ ઉપરથી સાંખ્યકારિકાની ચરકને ખબર છે એમ નિશ્ચય થતો નથી. કારણ કે પાતજંલ મહાભાષ્યમાં પણ **अतिसन्निकर्षादति** વગેરે વાક્ય મળે છે. અલબત્ત મહાભાષ્યમાં સામે પડેલ વસ્તુ પણ ન દેખાવાનાં છ કારણો કહ્યાં છે, જ્યારે ચરકમાં અને સાંખ્યકારીકામાં આઠ છે. શ્રી. દાસગુપ્ત[૧૦૯] તર્ક કરે છે કે કોઈ પ્રાચીનતર ગ્રન્થમાંથી પતંજલીએ આ વચન ઉતાર્યું છે અને ઇશ્વર કૃષ્ણે એનો આર્યામાં અનુવાદ કર્યો છે, તે સાચું લાગે છે. પણ ચરકે પતંજલીના વચનમાં ઉમેરો કર્યો છે એ જોતાં

૧૦૯ History of Indian Philosophy Vol. I p. 219

પતંજલી એ જ ચરક એ માન્યતા ખોટી લાગે છે અને ચરક પતંજલી પછી થયા હોવાનું અનુમાન થાય છે.

क ૮૨ હવે ચરકના આ પ્રકરણના સમયનો વધારે વિચાર કરવા માટે ન્યાયવૈશેષિકાદિ જે દર્શનોનો ચરકે ખૂબ ઉપયોગ કર્યો છે તે દર્શનોના મૂળ ગ્રંથોના સમયનો વિચાર કરવો પડશે. યાકોબીએ ઈ. સ. ૧૯૧૧ માં આપણાં દર્શનસૂત્રોના સમયનો વિચાર કરીને જર્નલ ઓફ ધી અમેરિકન ઓરીએન્ટલ સોસાઈટી ( Vol. XXXI ) માં એક લેખ લખ્યો છે, તેમાં એણે ઈ. સ. ૨૦૦ થી ઇ. સ. ૪૫૦ સુધીમાં ન્યાયસૂત્ર અને બ્રહ્મસૂત્ર રચાયાં હોવાનું, વૈ. સૂ. અને પૂર્વમીમાંસા સૂત્ર એથી કાંઈક જૂનાં હોવાનું અને યોગસૂત્ર ઈ. સ. ૪૫૦ કરતાં અર્વાચીન હોવાનું અનુમાન કર્યું છે. આ વિષયની વિસ્તારથી ચર્ચા કરવા માટે અહીં સ્થાન નથી પણ શૂન્યવાદનું ન્યાયસૂત્રમાં અને બ્રહ્મ-સૂત્રમાં ખંડન મળે છે માટે નાગાર્જુન ( ઇ. સ. ૨૦૦ ) પછી અને વિજ્ઞાન-વાદનું ખંડન નથી માટે ઇ. સ. ૪૫૦ પ્હેલાં એ બેય સૂત્રો રચાયાં હોવાં જોઇએ, એટલો યાકોબીની દલીલોનો સાર છે. બીજી તરફથી ન્યાયભાષ્યકાર વાત્સાયનનું બૌદ્ધ નૈયાયિક દિગ્નાગે ખંડન કર્યું છે અને દિગ્નાગનો સમય ઇ. સ. ૪૦૦ ની આસપાસમાં કે કાંઇક પ્હેલાં મનાય છે. એટલે વાત્સાયન ઈ. સ. ચોથા શતકમાં થઈ ગયા. હગે સૌલી ( Sauli ) અને ફ્રેડેગન ( Faddegon ) તો નાગાર્જુન પછી જ વૈશેષિક સૂત્રકાર કણાદને થયા માને છે[૧૧૦] એટલે ત્રીજા શતકમાં પ્હેલાં કણાદ અને પછી ન્યાયસૂત્રકાર ગૌતમ અને ચોથામાં વાત્સાયન એવો કાલક્રમ થાય છે પણ કીથ નાગાર્જુન પછી જ કણાદ થયા છે એમ માનવાની જરૂર જોતા નથી.[૧૧૧] ખરી રીતે તો વૈશેષિક સૂત્રમાં શૂન્યવાદનું ખંડન નથી પણ ન્યાયસૂત્રમાં છે. અને શૂન્યવાદ નાગા-ર્જુન પછી જ ચાલ્યો છે એમ પણ નથી. અશ્વઘોષને પણ શૂન્યવાદની ખબર છે. ઇ. સ. પ્હેલા શતકમાં જે શૂન્યવાદ પ્રચલિત થયો હતો તેની ન્યાયસૂત્રને ખબર છે, અને વૈશેષિક સૂત્ર ન્યાય સૂત્રથી થોડું વ્હેલું રચાયું હશે એમ કીથ કહે છે.[૧૧૨] કેટલાક વૈશેષિક સૂત્રનું અશ્વઘોષે ખંડન કર્યું છે એમ માની વૈષેષિક સૂત્રને ઇ. સ. પૂર્વે બીજા શતકમાં મુકે છે, કીથ આ દલીલને અનિર્ણાયક ગણે છે. જો કે વૈષેષિકની અશ્વઘોષને ખબર છે એમ તો સ્વીકારે છે.[૧૧૩]

---

૧૧૦ The Vaicesika System p. 13, 15.

૧૧૧ Indian Logic and Atomism p. 24 તથા History of Sanskrit Literature p. 483.

૧૧૨ Ibid p. 483

૧૧૩ Ibid p. 56

ન્યાયસૂત્ર અને બ્રહ્મસૂત્રને વિજ્ઞાનવાદની ખબર નથી અને શૂન્યવાદની ખબર છે એ ઉપર યાકોબીએ બધો આધાર રાખ્યો છે, પણ કીથ ખરૂં જ કહે છે કે [૧૧૪] યાકોબીએ વિજ્ઞાનવાદને વધારે પડતો અર્વાચીન માન્યો છે, એનો સમય મોડામાં મોડો ઇ. સ. ચોથા શતકમાં મુકવો જોઇએ, અને શૂન્યવાદને યાકોબીએ સો વર્ષ અર્વાચીન માન્યો છે. આનો અર્થ એવો થાય કે વૈશેષિકસૂત્ર અને પૂર્વમીમાંસા ( જેમાં સ્પષ્ટ શૂન્યવાદનો નિર્દેશ નથી ) ઇ. સ. પ્હેલા શતકમાં કે તે પ્હેલાં રચાયાં હોય, અને બ્રહ્મસૂત્ર તથા ન્યાયસૂત્ર ઈ. સ. બીજા શતકમાં. સાંખ્યસૂત્ર તો ઘણું અર્વાચીન છે. પણ સાંખ્યકારિકા ન્યાયસૂત્રની સમકાલિન કે કાંઇક પાછળની અને યોગસૂત્રમાં વિજ્ઞાનવાદનું પણ ખંડન છે એમ ગણીને-ઇ. સ. ૩૦૦ પછીનું કદાચ ચોથા શતકનું યોગસૂત્રને ઘણા ગણે છે.[૧૧૫] પણ કેટલાક અત્રત્ય વિદ્વાનો આ સૂત્ર ગ્રંથોને વધારે પ્રાચીન ગણે છે.

શ્રી. દાસગુપ્ત યોગસૂત્રના પ્હેલાં ત્રણ પાદને ઇ. સ. પૂર્વે બીજા શતકમાં ઘણું કરી મહાભાષ્યકાર પતંજલિને હાથે રચાયેલ માને છે.[૧૧૬] પૂર્વ મીમાંસા સૂત્રોને ઈ. સ. પૂર્વે ૨૦૦ માં રચાયેલ ગણે છે.[૧૧૭] બ્રહ્મસૂત્રને ઇ. સ. પૂર્વે બીજા શતકમાં, વૈશેશિકસૂત્રને સૂત્રસાહિત્યમાં જૂનામાં જૂનાં ઘણું કરી બૌદ્ધપૂર્વકાલિન[૧૧૮] અને ન્યાયસૂત્ર રચાવાની શરૂઆત ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં થઈ હશે પણ હાલનાં ન્યાયસૂત્રનાં કેટલાક સૂત્રો તો ઈ. સ. બીજા શતકનાં છે, એમ ગણે છે. [૧૧૯]

આ ગમે તેમ હો પણ કીથ, ફ્રેડેગન વગેરે પાશ્ચાત્ય વિદ્વાનો પણ દાર્શનિક સૂત્રોનો વિકાસ થતાં કાંઇક કાળ ગયો હોવાની અને અત્યારે મળે છે તે આ સૂત્ર ગ્રંથોનું છેલ્લુ સંસ્કરણ છે એ વાત સ્વીકારે જ છે. કીથ ખરૂં જ કહે છે કે ઉપનિષદ્ના સમય પછી અને ઇ. સ. ત્રીજા ચોથા શતક પ્હેલાં દાર્શનિક અન્વેષણનો જે પ્રબળ પ્રવાહ ચાલેલો તેનું અન્તિમ રૂપ ઉપલબ્ધ ન્યાયસૂત્રાદિ ગ્રંથો છે.[૧૨૦]

ક ૮૪ હવે ચરક ઉપર સાંખ્યકારિકાની, પૂર્વમીમાંસાસૂત્રની કે બ્રહ્મ-

---

૧૧૪ જુઓ History of Sanskrit Literature 1928 p. 472

૧૧૫ જુઓ Samkhya System p. 57

૧૧૬ જુઓ History of Indian Philosohpy Vol. I p. 238

૧૧૭ જુઓ Ibid p. 370

૧૧૮ જુઓ ક્રમશઃ Ibid p. 418, અને p. 282

૧૧૯ શ્રી. દાસગુપ્તની History of Indian Philosophy Vol I p. 279

૧૨૦ History of Sanskrit Literature p. 472

સૂત્રની ખાસ અસર દેખાતી નથી. ચરકમાં જે યોગવાદ તથા વેદાંતવાદ છે તે ઉપનિષદ્ મહાભારતનો છે, એટલે મુખ્યત્વે ન્યાયવૈશેષિક સાથે ચરકને શો સંબંધ છે તે જ ધ્યાનમાં લેવાની જરૂર છે. ન્યાયસૂત્રનાં વચનોને સમાન અર્થનાં ઘણાં વચનો ચરકમાં મળે છે, વાદમાર્ગના પદાર્થો તો ન્યાયશાસ્ત્રમાં અને ચરકમાં ઘણે ભાગે સમાન છે, પણ હાલના ન્યાયસૂત્રમાંથી સીધો ઉતારો હોય એવો એક પણ દાખલો મળતો નથી. એટલે હાલના ન્યાયસૂત્ર પ્હેલાનાં ન્યાયશાસ્ત્રના અત્યારે લુપ્ત થયેલા કોઈ ગ્રન્થનો ચરકે લાભ લીધો છે એમ જ માનવું યોગ્ય છે, એથી ઉલટું વૈશેષિકસૂત્રમાંથી સૂત્રોનો શબ્દશઃ ઉતારો ચરકમાં મળે છે, વૈશેષિકનો ક્રમ પણ જળવાયેલો દેખાય છે, એટલે ચરકનો આ ભાગ વૈશેષિક સૂત્રો પછીનો છે એમ માનવું યોગ્ય છે, જો કે ઉપલબ્ધ વૈશેષિક સૂત્ર એક ગ્રંથકર્તાની કે એક પેઢીની કૃતિ નથી,[૧૨૧] અને ચરકમાં મળતા ઉતારા વૈશેષિકસૂત્રના છેલ્લા સંસ્કરણ પ્હેલાંના પણ હોય ખરા, છતાં છેલ્લા સંસ્કરણ પછીના છે એમ માનીએ તોય, શૂન્યવાદનું ખંડન કરનાર ન્યાયસૂત્ર ઇ. સ. ૨૦૦ ની આસપાસમાં[૧૨૨] અને વૈષેષિકસૂત્ર ઇ. સ. પહેલા શતકમાં રચાયું હોવાનો સંભવ માનતાં એ બેની વચ્ચે રચાયેલ ચરકનું ઉપલું પ્રકરણ ઈ. સ. ૧૦૦ ની આસપાસમાં કે બીજા શતકના આરંભનુ ઠરે છે. ચરકના આ પ્રકરણ ઉપર બૌદ્ધ દુઃખનિદાનવાદની અસર છે, એ જોયું છે, પણ ચરકે કેવળ ક્ષણિક વાદનું ખંડન કર્યું છે બૌદ્ધ શૂન્યવાદનું કર્યું નથી. એ ઉપરથી પણ એનો સમય નાગાર્જુન પ્હેલાં ઈ. સ. ૧૦૦ ની આસપાસમાં ઠરે છે. મહાભાષ્યકાર પતંજલી પછી તથા મહાભારતના શાન્તિપર્વના ઘણા ભાગોના સમાન કાળમાં રચાયેલ ચરકનો આ ભાગ લાગે છે, એ ઉપરથી પણ ઉપલા અનુમાનને ટેકો મળે છે.

क ૮૫ ચરકના આ પ્રકરણને લગતા સર્વ અધ્યાયો એક કાળના નથી લાગતા, એ ઉપર કહ્યું જ છે, બધાં દ્રવ્યો પાંચ ભૌતિક છે, ષડ્ધાતુ સમુદાયરૂપ પુરૂષ છે વગેરે સિદ્ધાન્તો ચરક સુશ્રુતમાં સામાન્ય અને મૌલિક છે એટલે પ્રાચીનતમ થરના લાગે છે. પણ જુદા જુદા અધ્યાયોને કાલક્રમમાં ગોઠવવા અથવા એક અધ્યાયમાંથી જૂના નવા અંશોને જુદા તારવવા એ સહેલું નથી. વળી એક અધ્યાયમાં પણ જુદા જુદા કાળનાં વચનો હોય એવો સંભવ છે.

---

૧૨૧ જુઓ ફેડેગન Vaicesika system p. 11

૧૨૨ શૂન્યવાદના પ્રબળ પુરસ્કર્તા નાગાર્જુન ઇ. સ. બીજા શતકની પાછલી અર્ધ શતાબ્દીમાં થયા છે, એમ કીથ ( H S L. P. 71 ) કહે છે.

### ચરકના આ પ્રકરણનું મૂલ્ય.

ક. ૮૬ ચરક જગતનો ઉત્પત્તિવાદ સાંખ્યને અનુસરીને માને છે, પણ પદાર્થવાદ સાંખ્ય વૈશેષિકના મિશ્રણ જેવો સ્વીકારે છે. વૈશેષિકનો પરમાણુવાદ આયુર્વેદમાં આગળ પડતો નથી, પણ દ્રવ્ય, ગુણ અને કર્મ તથા ગુણ અને કર્મ દ્રવ્યનાં આશ્રિત છે એ સિદ્ધાંત આયુર્વેદને માન્ય છે. પણ પછી વ્યવહારમાં–ખાસ કરીને વૈદક વ્યવહારમાં–ઉપયોગી દ્રવ્યોનો જ તથા તેનાં ગુણકર્મોનો જ ચરકે વિચાર કર્યો છે અને દ્રવ્ય માત્રને પાંચ ભૌતિક ગણ્યાં છે.

આધુનિક વિજ્ઞાનની દૃષ્ટિએ સાંખ્ય વૈશેષિકનાં મિશ્રણ જેવા આયુર્વેદના પદાર્થવાદની કેટલી કિંમત ગણાય? દ્રવ્યાદિ પદાર્થ વિભાગ માટે વૈશેષિક સૂત્રકાર પ્રશંસાપાત્ર છે અને આ વર્ગીકરણ ૧૯મી સદીના નૈયાયિક સીગ્વર્ટના વર્ગીકરણ સાથે કેટલેક અંશે સરખાવી શકાય એવું છે એમ ફ્રેડેગન કહે છે,[૧૨૩] આયુર્વેદે એ વર્ગીકરણની વ્યાવહારિક ઉપયોગિતા સિદ્ધ કરી આપી છે એમ કહીએ તો ખોટું નથી.

પાંચ ભૌતિક કલ્પનાને યવનો ( ગ્રીકો )ની સમાન કલ્પના સાથે સરખાવીને ફ્રેડેગન કહે છે કે[૧૨૪] અવાજના તરંગો ( Vibration ) હવામાં ચાલે છે એ વાતની ગ્રીક લોકો ( ખાસ કરીને એરીસ્ટોટલ )ને ખબર હતી, જ્યારે હિંદુઓને ખબર નહોતી. સામાન્ય રીતે આ વાત સાચી છે, જો કે ચરક તો વાયુને સ્પર્શ અને શબ્દની પ્રકૃતિ તથા શ્રોત્ર અને સ્પર્શનનું મૂળ કહે છે. ( સૂ. અ. ૧૨ ) અને ડા. વ્રજેન્દ્રનાથ સીલે શબર ભાષ્યમાંથી તથા વાક્યપદીયમાંથી ઉતારા કરીને હવામાં કોઇક જાતના અવાજના તરંગો ફેલાતા હોવાની પ્રાચીનોને ખબર હતી એમ બતાવ્યું છે.[૧૨૫] વળી શ્રી. વ્રજેન્દ્રનાથ સીલે સાંખ્યના પંચ મહાભૂતવાદને આધુનિક પદાર્થ વિજ્ઞાન ( Physics )ની પરિભાષામાં સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.[૧૨૬] શ્રી. દાસગુપ્ત શ્રી. સીલના આ વિવરણને સ્વીકારે છે.[૧૨૭] અને ડા. જી. શ્રીનિવાસ મૂર્તિએ દેશી વૈદક સંબંધી મદ્રાસ કમિટીના રિપોર્ટ સાથે જોડેલા 'મેમોરેન્ડમ'માં પંચમહાભૂતવાદ સંબંધી સીલના વિવરણનું સંક્ષિપ્ત તારણ કર્યું છે. અને તેઓ માને છે કે આધુનિક પાશ્ચાત્ય વિજ્ઞાનના અદ્યતન ઉપદેશો સાથે હિન્દુ મહાભૂતવાદનું તાત્વિક સામ્ય છે. આ લેખકો મહાભૂતોને આધુનિક દ્રવ્યની (Matter)ની

---

૧૨૩ The Vaicesika System p 109

૧૨૪ Ibid p. 194–195

૧૨૫ A History of Hindu Chemistry Vol. II p. 220–221

૧૨૬ Ibid p. 56 to 221

૧૨૭ History of Indian Philosophy Vol. I p. 246

પ્રવાહી, નક્કરવગેરે સ્થિતિઓ સાથે સરખાવે છે. તેજસ્ અને આકાશને ઘણું કરી Radiant matter અને Ether ગણે છે. અને સૂક્ષ્મભૂતો અથવા સાંખ્યોક્ત તન્માત્રાઓને proto-matters charged with energies. ( જુઓ ઉપર કહેલ મેમોરેન્ડમ પા. ૧૭, ૧૮ ). આ વિષયની વિસ્તૃત ચર્ચા માટે ડા. સીલનું History of Hind Chemistryનું પ્રકરણ અથવા Posiive Sciences of the Hindus જોવું.

## માનસશાસ્ત્રનું મૂલ્ય.

क. ૮૭ આયુર્વેદમાં એટલે ચરકમાં કહેલા માનસશાસ્ત્રની પ્રક્રિયાનું મૂલ્ય મને તો ઘણું લાગે છે. આધુનિક વૈજ્ઞાનિકોએ માનસ તંત્રનો વૈજ્ઞાનિક દૃષ્ટિથી હમણાં હમણાં જ વિચાર કરવા માંડયો છે, પણ આપણા પૂર્વજો એ આ વિષયમાં ઘણો શોધ કર્યો હતો એ નિઃસંદેહ છે. પરંતુ સર્વ દર્શનોની માનસશાસ્ત્રીય પ્રક્રિયાની અહીં તુલના કરવાનો અવકાશ નથી માત્ર ચરકોક્ત પ્રક્રિયાની વિશિષ્ટતા જ નોંધીને સંતોષ રાખવો પડશે.

ફેડેગન વૈશેષિક દર્શનની અધ્યાત્મ-વિદ્યા કે માનસ વિદ્યાની કિંમત આંકવાનો આરંભ કરતાં ખરૂં જ કહે છે કે " આ વિષયમાં હજી યુરોપમાં મતભેદ પ્રવર્તે છે " [૧૨૮] છતાં એનો પોતાનો મત એવો છે કે (૧) બૌદ્ધ માનસવિદ્યા ( Psychology ) જેમાં એ માન્યતા છે તેની કક્ષા ઉચ્ચતર છે. (૨) આધ્યાત્મિક પ્રત્યયોનું વૈશેષિક દર્શનનું વર્ગીકરણ મૌલિક મૂલ્યવાળું છે.

क. ૮૮ હાલના ઘણા પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓ પ્રાચીન બૌદ્ધો પેઠે સ્થિર આત્માને નથી માનતા ( જો કેટલાક મોટા માનસશાસ્ત્રીઓ માને છે ) પણ મનોવૃત્તિઓના સમૂહને માને છે. આ માન્યતા સ્પષ્ટ અંતરાત્મ પ્રત્યયની વિરૂદ્ધ છે, એ વાત્સ્યાયન, શંકરાચાર્ય વગેરે આચાર્યોની દલીલની યથાર્થતા આ જીવનપુરતી ફેડેગન પણ સ્વીકારે છે.[૧૨૯]

બીજું સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, પ્રયત્ન અને બુદ્ધિ એ રીતે આત્માના છ ગુણો ન્યાય વૈશેષિક ગણે છે તેને પણ ફેડેગન મૌલિક મૂલ્યનું વર્ગીકરણ ગણે છે.[૧૩૦]

---

૧૨૮ The Varcesika System p. 276

૧૨૯ જુઓ ન્યા. સ. ૩-૨-૧ થી ૧૫ સૂત્રો ઉપરનું ભાષ્ય તથા બ્ર. સૂ. ૧-૧-૧ ઉપરનું તથા ૩-૩-૫૪ ઉપરનું શાંકર ભાષ્ય. તથા Vaicesika System p. 276 to 279. ફેડેગન The wotion of soul as permanent during life can not be given up. એટલું જ સ્વીકારે છે, પુનર્જન્મને નહિ.

૧૩૦ Ibid p. 281

આધુનિક માનસશાસ્ત્રના અભ્યાસીઓ માનસ અનુભવની, માનસશાસ્ત્રના ગ્રંથોમાં વર્ણવેલી Intellectual, sentimental અને volitional એ ત્રણ સ્થિતિઓ સાથે ન્યાય વૈશેષિકના વર્ગીકરણને સરખાવી શકશે.

ક. ૮૯ પણ ચરકે કેવળ ન્યાય વૈશેષિકમાંથી માનસશાસ્ત્રના વિચારો લીધા નથી. નિર્વિશેષ ભૌતિક આત્માનું લક્ષણ ચરકે વેદાન્તમાંથી લીધું છે, અને સંયોગ પુરૂષ અથવા શરીરી આત્માનું લક્ષણ ન્યાય વૈશેષિકમાંથી લીધું છે. ન્યાય વૈશેષિકે વ્યાવહારિક અવસ્થાનો વિચાર કરી આત્માનું લક્ષણ બાંધ્યું છે, જ્યારે વેદાંતે સુષુપ્તિ, સમાધિ અને મોક્ષદશાનો વિચાર કરીને આત્માનું લક્ષણ બાંધ્યું છે. ( જુઓ ગીતા અ. ૧૮ શ્લો ૬૬ ઉપર શાંકરભાષ્ય ).

ચરકે બેય લક્ષણો સ્વીકાર્યાં છે, અને એમ કરતાં દાર્શનિક તથા પ્રમાણશાસ્ત્રીય જે મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે તેનો કશો જવાબ આપ્યો નથી. એટલે ચરકમાં આત્માનું સ્વતંત્ર દર્શન નથી અને આ સરવાળો પ્રમાણગ્રાહ્ય પણ ન થાય; છતાં માનસ શાસ્ત્રની દૃષ્ટિએ જોતાં એમાં ઝાઝો વાંધો નથી અને સર્વપ્રકારના આધ્યાત્મિક અનુભવોનો સંગ્રહ થાય છે એ લાભ છે.

ક. ૯૦ આ ઉપરાંત ચરક બુદ્ધિ, ધૃતિ, સ્મૃતિ અને પ્રયત્નને આત્માના ગુણો ગણીને એ ગુણો સાથે ચારિત્ર્યનો સાક્ષાત્ સંબંધ બાંધે છે અને રોગ નિદાનની તથા ચારિત્ર્યની મીમાંસામાં આત્માના આ ગુણોને અગત્યનું સ્થાન આપે છે, એ ચરકના માનસશાસ્ત્રનો મોટો ગુણ છે. ચરકે કેવળ મોક્ષાર્થી આત્માનો નહિ પણ આરોગ્યાર્થી અને ચારિત્ર્યશીલ આત્માનો વિચાર કર્યો છે. મતલબ કે ચરકના માનસશાસ્ત્રમાં ચારિત્ર્ય માટેના તથા આરોગ્ય માટેના પ્રયત્ન માટે પુરો અવકાશ છે. નાડીતંત્ર સાથે મનનો આધુનિક માનસશાસ્ત્ર જે નિકટ સંબંધ જુએ છે તે તો આધુનિક જ છે પણ શરીરની સર્વ ક્રિયાના મુળરૂપ ત્રિદોષ સાથે મનનો સંબંધ ચરક પણ માને છે.

ક ૯૧ પ્રમાણશાસ્ત્ર વિષે આયુર્વેદમાં ન્યાયશાસ્ત્ર જેટલું વિસ્તૃત વિવેચન નથી પણ જેટલું છે, તેટલામાં વ્યવહારોપયોગી અંશ આવી જાય છે અને આયુર્વેદ વૈજ્ઞાનિક રીતે પ્રમાણથી પરીક્ષા કરવામાં અવલોકનને ઘણું મહત્ત્વ આપે છે. અલબત્ત પ્રયોગનો જે પ્રચાર આ જમાનામાં થયો છે તેની આશા એ કાળમાં ન રાખી શકાય. પણ ચરકસુશ્રુતના આચાર્યોએ પોતાના વિશાળ અવલોકનમાંથી પ્રમાણપુરઃસર તારવેલા સિદ્ધાન્તો જોઇને તેઓની વૈજ્ઞાનિક દૃષ્ટિ માટે માન ઉત્પન્ન થાય છે.

---

# આયુર્વેદે કરેલો સદ્‌વૃત્તનો ઉપદેશ

## અને ધર્મશાસ્ત્રના સદાચારના ઉપદેશ સાથે તુલના

સ્વસ્થવૃત્ત ( આરોગ્ય શાસ્ત્ર )નાં એક અંગ તરીકે આયુર્વેદિક ગ્રંથોમાં સદ્‌વૃત્તનો ઉપદેશ કરેલો મળે છે. જેમ દંતધાવનાદિ દિનચર્યાનો ઉપદેશ, આયુર્વેદાચાર્યોએ કર્યો છે તેમજ સદ્‌વૃત્તનો કર્યો છે.

અહીં આયુર્વેદના ચાર પ્રાચીન ગ્રન્થોમાંથી સદ્‌વૃત્તનો ઉપદેશ ઉતાર્યો છે, અને તેની ધર્મશાસ્ત્રોક્ત સદ્‌વૃત્ત સાથે સંક્ષેપમાં તુલના કરી છે.

આ વિષયના સાહિત્યની સ્થિતિ ટુંકામાં કહી દેવી જોઇએ. (૧) ચરક સંહિતામાં કોઇપણ વિષયના આદિ ગ્રંથમાં જે અવ્યવસ્થિતતા હોય તે છે. ચરક સંહિતાના સૂત્રસ્થાનના આઠમા અધ્યાયમાં સદ્‌વૃત્તનો ઉપદેશ છે. ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો, મન, બુદ્ધિ વગેરેના વર્ણન સાથે, ચરકમાં સદ્‌વૃત્તનો ઉપદેશ કરેલો મળે છે. અને દિનચર્યા, ઝાડા પેશાબ વગેરેના વેગો ન રોકવા, વ્યાયામ યોગ્ય માત્રામાં કરવો વગેરે વાત સૂ. સ્થાનના અ. ૭ માં આવે છે. પણ એ સાથે લોભ, શોક, ક્રોધ, ભય વગેરેના વેગો રોકવાનો સદ્‌વૃત્તને લગતો ઉપદેશ પણ મળે છે ( શ્લો. ૨૬ થી ૩૦ ). અને ખોરાકની માત્રા, અંજન, ધૂમ, નસ્ય, દંતધાવન, માથામાં તેલ નાખવું, અભ્યંગ, સ્નાન વગેરે દિનચર્યાનું વર્ણન અ. ૫ માં મળે છે. એમ છતાં કોનું કોનું અન્ન ન ખાવું, કેશકીટવાળું ન ખાવું વગેરે ભોજનને લગતો, સ્ત્રી પુરૂષના સમાગમને લગતો, અને અધ્યયનને લગતો ઉપદેશ સદ્‌વૃત્તના પ્રકરણમાં–અ. ૮માં મળે છે. વળી રાતે દહીં ન ખાવું વગેરે ઉપદેશ અ. ૮ માં તથા અ. ૭ ( શ્લો. ૬૧ ) માં એમ બે સ્થળે મળે છે. સદ્‌વૃત્તના ઉપદેશમાં ચાલુ પ્રકરણમાં પણ પુનરૂક્તિ છે. દા. ત. સંધ્યાકાળે મૈથુન ન કરવાનું એક વાકયમાં કહ્યા પછી બીજા વાકયમાં સન્ધ્યા વખતે અધ્યયન, ભોજન અને સ્ત્રી સમાગમ ન કરવાનું કહે છે.

સુશ્રુત ચરક કરતાં વધારે વ્યવસ્થિત છે. અધ્યયન સંબંધી નિયમો સુશ્રુતે સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં કહેલા હોવાથી એ બાબત સદ્‌વૃત્તના પ્રકરણમાં કશું કહ્યું નથી. વળી સુશ્રુતે અનાગત બાધાપ્રતિષેધ નામથી દન્તધાવનથી આરંભી સદ્‌વૃત્ત સાથે સ્વસ્થવૃત્તના આખા વિષયની ચર્ચા એક જ અધ્યાયમાં કરી છે ( ચિ. અ. ૨૪ ); પુનરૂક્તિ ભાગ્યે જ થવા દીધી છે. સ્ત્રી સમાગમ સંબંધી નિયમો એ જ અધ્યાયમાં પણ સદ્‌વૃત્તથી જુદા પાડીને આપ્યા છે.

ચરક અને સુશ્રુતનાં આ પ્રકરણો સરખાવતાં ચરક પછી સુશ્રુતનું સદ્‌વૃત્તનું પ્રકરણ લખાયું દેખાય છે. ચરકનાં છુટાં છુટાં વચનોને સુશ્રુતે એક લાંબા સામાસિક વાક્યમાં ગુંથેલાં દેખાય છે. દા. ત. સુશ્રુતનું वृक्षपर्वतप्रपात-

विषमवल्मीकदुष्टवाजिकुञ्जराद्यधिरोहणानि परिहरेत्; पूर्णनदीसमुद्राविदितपल्वल० વગેરે વાક્ય જુઓ। ( સુશ્રુત ચિ. અ. ૨૪–૯૧ )

આ વાક્યમાં ચરકનાં न गिरिविषममस्तकेष्वनुचरेत् न द्रुममारोहेन्नजलोग्रवेगमवगाहेत् नाग्न्युत्पातमभितश्चरेत् नैकः शून्यगृहं न चाटवीमनुप्रविशेत् न व्यालानुपसर्पेत न दंष्ट्रिणः न विषाणिनः વગેરે છુટાં છુટાં વચનોનો અર્થ સુશ્રુતે સંગ્રહી લીધો છે. (૨) અલબત્ત ચરકના ઉપદેશમાં સુશ્રુતે એ જ પ્રકારનો ઉમેરો કર્યો છે. દા. ત. ઉપરના વાક્યમાં ચરકે ઉગ્રવેગવાળા પાણીમાં પડવાની ના પાડી છે, જ્યારે સુશ્રુતે પૂર્ણ પૂરવાળી નદી સાથે સમુદ્ર, અજાણ્યો ધુનો, ખાડો, કુવો વગેરે પણ ગણાવી દીધાં છે. (૩) ચરકના સૂત્રસ્થાનના સાતમા અધ્યાયના " વ્યાયામ, હાસ્ય, ભાષણ વગેરેનું ટેવ હોય તો પણ બુદ્ધિમાને અતિ સેવન ન કરવું " ( સૂ. અ. ૭ શ્લો. ૩૪ ) એ શ્લોકનો પછીના શ્લોકના 'આ જાતના બીજા' ( एवं विधांश्चान्यान् ) શબ્દોમાંથી શયન, આસન, સ્થાન વગેરે ઉમરી સુશ્રુતે जागरणशयनासन० વગેરે ગદ્ય વાક્યમાં અનુવાદ કર્યો છે. (૪) उचितादप्यहितात् विरमेत् हितमनुचितमप्यासेवेत क्रमशो न चैकान्ततः पादहीनात्। (સુશ્રુત ચિ. અ. ૨૪–૯૭) આ વાક્ય ચરકના નીચેના શ્લોકોનો શબ્દશઃ અનુવાદ છેઃ—

उचितादहिताद्धीमान् क्रमशो विरमेन्नरः ।
हितं क्रमेण सेवेत क्रमश्चात्रोपदेक्ष्यते ॥
प्रक्षेपापचये ताभ्यां क्रमः पादांशिको भवेत्

ચરક સૂ. અ. ૭ શ્લો. ૩૬, ૩૭

સુશ્રુતનાં વચનોનો ચરકે ઉતારો કર્યો છે એમ શા માટે નહિ? એવી પણ દલીલ થઈ શકે, પણ ચરકે કહેલ વ્યાયામ, હાસ્ય, ભાષ્ય, અધ્વ, ગ્રામ્ય ધર્મ (વ્યવાય) અને પ્રજાગર એ બધાં કહ્યા પછી 'આ જાતનાં બીજાં' એમ ચરકે કહેલું હોવાથી સુશ્રુતે ઉંઘવું, દોડવું, કુદવું, સુવું, બેસવું, તરવું વગેરે એ જાતના દાખલાઓ ઉમેર્યાં છે એ હકીકત ઐતિહાસિક દૃષ્ટિએ વિચારનારને સુશ્રુતનું આ પ્રકરણ ચરક સૂત્રસ્થાનના ૭–૮ અધ્યાયો પછીનું છે એમ સ્પષ્ટ લાગશે.

ચરકનાં વાક્યોની અને સુશ્રુતનાં વાક્યોની ભાષાને સરખાવતાં સુશ્રુતની સમાસપ્રાય અને પાછળની લાગે છે.

ધર્મશાસ્ત્ર સાથે સરખાવતાં જે પાછળનાં ધર્મશાસ્ત્રોની ચરકને ખબર નથી તેની સુશ્રુતને ખબર છે એ આગળ સકારણ દર્શાવ્યું છે.

વાગ્ભટ્ટ, ચરક સુશ્રુત પછી છે એ તો નિઃસંદેહ જ છે. વાગ્ભટ્ટના ગણાતા બેય ગ્રન્થો અષ્ટાંગ સંગ્રહ અને અષ્ટાંગ હૃદયમાં વાગ્ભટ્ટના સામાન્ય ધોરણ પ્રમાણે આ પ્રકરણમાં પણ ચરક અને સુશ્રુત બેયનાં વચનોનો સંગ્રહ

છે. પણ એ ઉપરાંત અષ્ટાંગ સંગ્રહે ચરક સુશ્રુતના સદ્વૃત્તના ઉપદેશના ધોરણને અનુસરી જે નવું સૂઝયું તે કહ્યું છે તથા ધર્મશાસ્ત્રોમાંથી સુશ્રુતે છોડી દીધેલા કટકાઓ અષ્ટાંગ સંગ્રહે સ્વીકાર્યાં છે, તેમ જ ધર્મશાસ્ત્રોક્ત બીજા ઉપદેશો પણ ઉમેર્યા છે. ધર્મશાસ્ત્ર સાથેની તુલના અષ્ટાંગ સંગ્રહનાં વચનોની ટિપ્પણીઓ દ્વારા કરી છે. આ ઉપરાંત વૈદકના અનુભવથી પણ અષ્ટાંગ સંગ્રહકારે કોઈક ઉમેરા કર્યા છે.

ઉપરનાં વિધાનોના દાખલાઓ:-" ખરાબ ઘોડા કે હાથી ઉપર ન બેસવું " તથા " અતિ મુસાફરી ન કરવી " એમ ચરક સુશ્રુત કહે છે ખરા પણ મુસાફરી વિષે " સાથે પાણી લીધા વગર ન ચાલવું, સાંજે મોડું ન ચાલવું " વગેરે આ દેશના પ્રવાસની પરિસ્થિતિથી સૂઝેલી સવિસ્તર સૂચનાઓ મનુ, વિષ્ણુસ્મૃતિ વગેરેમાંથી અષ્ટાંગ સંગ્રહમાં ઉતારવામાં આવી છે, એ વધારો છે.

રોગી, વૃદ્ધ, સ્ત્રી, ભાર ઉપાડનાર વગેરેને માર્ગ આપવાનું મનુ કહે છે અને અષ્ટાંગ સંગ્રહકારે એમાંથી જ ઉતાર્યું છે. ધર્મશાસ્ત્રમાંથી કેટલું બધું અષ્ટાંગ સંગ્રહમાં લેવાયું છે તે ટિપ્પણીઓ જોવાથી દેખાશે અને મનુસ્મૃતિ ઉપરાંત વિષ્ણુસ્મૃતિ, કદાચ યાજ્ઞવલ્કય સ્મૃતિ અને તે શિવાય પણ કોઇ સ્મૃતિમાંથી અષ્ટાંગ સંગ્રહે ઉતારા કર્યા છે; જે અષ્ટાંગ સંગ્રહના સમય વિચાર માટે ઉપયોગી છે. આ ઉતારાઓ ઉપરથી ઈ. સ. ૪૦૦ પહેલાં અષ્ટાંગસંગ્રહ ન રચાયો હોવો જોઈએ એમ મને લાગે છે.

" મૈથુન કરીને ગુહ્ય ભાગના શૌચમાં વાર ન લગાડવી " એ વચન વૈદક અનુભવનું પરિણામ છે. જ્યાં બહુ રોગો થતા હોય તે દેશમાં ન રહેવું વગેરે ઉપદેશ આરોગ્ય શાસ્ત્રની દૃષ્ટિથી કરાયેલો છે.

ટુંકામાં સદ્વૃત્તના પ્રકરણમાં ચરક સુશ્રુત કરતાં અષ્ટાંગ સંગ્રહ પાછળનો ગ્રંથ છે એટલું જ નહિ પણ આગળ વધેલો ગ્રંથ છે. અલબત્ત ચરક, સુશ્રુત વાગ્ભટ્ટ અને ધર્મશાસ્ત્રો બધામાં ભીરૂતાને પોષે-સાહસ ને ઘટાડે એવો કેટલોક ઉપદેશ છે, અને એ ઉત્કર્ષનો બાધક છે પણ વ્યક્તિગત આરોગ્ય અને રક્ષણનો વિચાર જ્યાં પ્રધાન હોય ત્યાં એ જ પરિણામ આવે. પણ અહીં નૈતિક દૃષ્ટિએ આ ઉપદેશનું મૂલ્ય આંકવાનો ઉદ્દેશ નથી.

અષ્ટાંગ સંગ્રહ અને અષ્ટાંગ હૃદયને સરખાવીએ તો અષ્ટાંગ હૃદયમાં ખાસ નવું કાંઇ નથી. અષ્ટાંગ સંગ્રહનું આ પ્રકરણ ચરક પેઠે જરા અવ્યવસ્થિત છે ત્યારે અષ્ટાંગ હૃદય સુશ્રુત પેઠે વધારે વ્યવસ્થિત છે.

અષ્ટાંગ સંગ્રહ અને અષ્ટાંગ હૃદય બેયમાં અધ્યાયનું નામ દિનચર્યાધ્યાય છે. અને " સ્વસ્થ માણસે આયુષ્યની રક્ષા માટે બ્રાહ્મમુહૂર્તમાં ઉઠવું "+ એ

---

+ **ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयन्। मनु**

અ. ૪ શ્લો. ૯૨

ચરક સુશ્રુતે ક્યારે ઉઠવું એ નથી કહ્યું. બેય વાગ્ભટ્ટમાં મનુને અનુસરી કહ્યું છે.

ઉપદેશથી યોગ્ય રીતે જ શરૂઆત કરી છે, પણ અષ્ટાંગ સંગ્રહકારે એક પછી એક દિનચર્યાના ક્રમમાં ઉપદેશ કર્યો છે, છતાં મુસાફરીમાં કેમ વર્તવું, કઈ કઈ છાયા ન ઓળંઘવી વગેરે સદ્વૃત્તનો સામાન્ય ઉપદેશ આપ્યા પછી વચ્ચે અભ્યંગનો, તાંબુલ ધારણનો વગેરે ઉપદેશ છે. જ્યારે અષ્ટાંગ હૃદયકારે પ્હેલા અઢાર શ્લોકમાં શૌચ, દંતધાવનથી આરંભી, ભોજન સુધીની બધી ક્રિયાઓ પતાવી દઈ ૧૯મા શ્લોકથી સદ્વૃત્તનો જ ઉપદેશ કર્યો છે.

આ પ્રસંગે અષ્ટાંગ સંગ્રહ અને અષ્ટાંગ હૃદય બેય એક કર્તાની કૃતિઓ છે કે ભિન્ન કર્તાની એ પ્રશ્નનો પણ આ પ્રકરણ પુરતો વિચાર કરી લેવો યોગ્ય છે. અષ્ટાંગ હૃદયના સદ્વૃત્તના કુલ ૨૯ શ્લોકમાંથી લગભગ દશ શ્લોકો અષ્ટાંગ સંગ્રહમાં મળે છે. બાકીના અષ્ટાંગ હૃદયના સ્વતંત્ર છે. અને અષ્ટાંગ સંગ્રહમાં કુલ સદ્વૃત્તને લગતા ૬૮ શ્લોકો છે, જેમાંના ઉપર કહ્યું તેમ ફક્ત દશ જ અષ્ટાંગ હૃદયમાં મળે છે. હવે જો એકજ ગ્રંથકારે અષ્ટાંગ સંગ્રહનો સાર ખેંચીને અષ્ટાંગ હૃદય બનાવ્યો હોય તો ચરક સુશ્રુતમાં નથી મળતો એવો જે વ્યવહારોપયોગી ઉપદેશ તેણે અષ્ટાંગ સંગ્રહમાં મુકયો હોય તે તો જરૂર અષ્ટાંગ હૃદયમાં પણ સંગ્રહે; વળી એકજ કર્તા હોય તો અષ્ટાંગ હૃદયનાં

स्वार्थबुद्धिः परार्थेषु पर्याप्तमिति सद्व्रतम्

જેવાં રત્નરૂપ વચનો અષ્ટાંગ સંગ્રહમાં પણ હોવાં જોઇએ.

ટુંકામાં આ બેય ગ્રન્થોનું આ પ્રકરણ સરખાવીને વિચારતાં બેય ગ્રન્થોના કર્તાઓ ભિન્ન લાગે છે.

અષ્ટાંગ હૃદયકારે ચરક, સુશ્રુત અને મુખ્યત્વે અષ્ટાંગ સંગ્રહમાંથી ટુંકો સાર ખેંચ્યો છે અને સામાન્ય ધર્મનાં કેટલાંક વચનો પોતાનાં ઉમેર્યાં છે, એમ સ્પષ્ટ દેખાય છે.

અષ્ટાંગ હૃદયકારે ધર્મશાસ્ત્રમાંથી કાંઇ નવા ઉતારા કર્યા નથી એટલે એના સમય ઉપર વિશેષ પ્રકાશ પડે એમ નથી. પણ આ પ્રકરણનાં અષ્ટાંગ સંગ્રહનાં વચનો અને અષ્ટાંગ હૃદયનાં વચનો મેળવતાં બેય ગ્રંથોના કર્તા જુદા છે અને અષ્ટાંગ હૃદય પાછળનો છે એમ મને હવે લાગે છે. પ્હેલાં હું પોતે બેય ગ્રન્થોના કર્તા વાગ્ભટ્ટ એક જ છે એમ માનતો હતો પણ આ પ્રકરણનું ઐતિહાસિક દષ્ટિએ અવલોકન કરતાં મારો મત બદલાયો છે. બીજાં પ્રકરણોની તુલના કર્યાં પછી વધારે નિશ્ચય થવાનો સંભવ છે.

અષ્ટાંગ સંગ્રહમાં ચરક સુશ્રુત અને અષ્ટાંગ હૃદય કરતાં જે વિશેષ છે તેનો જ અનુવાદ ઉતાર્યો છે; અને અષ્ટાંગ હૃદયના બધા શ્લોકોનો અનુવાદ આપ્યો છે.

---

# ધર્મશાસ્ત્ર અને આયુર્વેદ.

શ્રૌતસૂત્રોને તો વૈદક સાથે કાંઇ સંબંધ નથી, ગૃહ્યસૂત્રોમાં કૌશિક સૂત્ર જેવા ગ્રન્થને અથર્વવેદના વૈદકને લગતા ઉલ્લેખોની ખબર છે અને ઘણી વાર અથર્વવેદનાં વૈદકને લગતાં સૂકતોનો વિનિયોગ દર્શાવતાં, કૌશિકસૂત્ર અથર્વ-વેદના તે તે સૂક્તમાં ન કહેલી વાતો કહે છે. કૌશિકસૂત્રમાં આ વૈદક જ્ઞાન એ વખતના વૈદ્યો પાસેથી જ આવ્યું હશે. પણ ચરક સુશ્રુતની સાક્ષાત્ અસર કોઈ સૂત્ર ઉપર થઇ હોય એમ દેખાતું નથી. આયુર્વેદ વેદનું ઉપાંગ છે. વૈદિક સાહિત્યના વિકાસ પછી આયુર્વેદનો વિકાસ થયો છે. એટલે વૈદિક સાહિત્યની આયુર્વેદના આચાર્યોને ખબર હોવી જ જોઇએ અને કલ્પસૂત્રો વેદ સાથે એટલાં સંબદ્ધ છે કે કલ્પસૂત્રોમાં કહેલી ઘણી વાતો આયુર્વેદના આચાર્યોના જાણવામાં હોય કે ન હોય પણ એમના વખતમાં પ્રચલિત તો હોવી જ જોઇએ. પણ યજ્ઞાદિ ક્રિયા સાથે આયુર્વેદને કાંઇ સંબંધ નથી એટલે એના ઉલ્લેખો ક્યાંથી મળે ? પણ આયુર્વેદનું શિક્ષણ કઇ રીતે આપવું એ દર્શાવતાં સુશ્રુત જે ઉપ-નયન વિધિ બતાવે છે, તેમાં વૈદિક વિધિની અસર સ્પષ્ટ દેખાય છે, (જુઓ સુશ્રુત સૂ. અ. ૧). પણ ઉપનયન ગૃહ્યકર્મ છે. અને ગૃહ્યસૂત્રો તથા ખાસ કરીને ધર્મસૂત્રો સાથે તો આયુર્વેદને ઠીક સંબંધ દેખાય છે. ઉપનયન પછી અધ્યાપન કરાવવું એ નિયમનો આયુર્વેદ સ્વીકાર કરે છે એ જ વાત ગૃહ્યસૂત્રની અસર બતાવે છે. અલબત્ત આ નિયમ બ્રાહ્મણકાળમાં જ પ્રવર્તતો હશે. જૂનામાં જૂનાં ગૃહ્ય સૂત્રોએ એ નોંધ્યો છે એટલે આયુર્વેદ ઉપર કોઇ અમુક ગૃહ્ય સૂત્રની અસર છે એમ કહેવા માટે એ પુરાવો પુરતો નથી.

આયુર્વેદના અધ્યયન દરમીયાન ક્યારે ક્યારે અનધ્યાય પાળવો એ વિષે પણ ચરક સુશ્રુતમાં નિયમો આપ્યા છે. સુશ્રુત કહે છે કે " દરેક મહીનામાં બે આઠમ તથા શુકલ પક્ષની ચૌદશ, પુનમ તથા કૃષ્ણ પક્ષની ચૌદશ અને અમાસ એટલા દિવસો રજા પાળવી, વળી હમેશાં બેય સંધ્યાકાળે, અકાળ વીજળી કે અકાળ મેઘ ગર્જના થાય ત્યારે, પોતાના લોક માથે, પોતાના દેશ માથે કે રાજા માથે કાંઈ આફત આવી પડે ત્યારે અધ્યયન ન કરવું; તથા સ્મશાનમાં, વાહનમાં બેઠાં બેઠાં, રસ્તામાં, જંગલમાં કે લડાઈ ચાલતી હોય કે ઉત્પાતનાં ચિહ્નો દેખાય ત્યારે અધ્યયન બંધ રાખવું. આ ઉપરાંત હમેશાં અપવિત્ર હોઈએ ત્યારે તથા જ્યારે અને જ્યાં બ્રાહ્મણો અધ્યયન ન કરતા હોય, ત્યારે ત્યારે અને ત્યાં ત્યાં આયુર્વેદનું અધ્યયન ન કરવું."

સુશ્રુત સૂ. અ–૧ શ્લો. ૯–૧૦.

સુશ્રુતે આપેલી ઉપલી સૂચનાઓને મળતી આ સંબંધી સૂચનાઓ ચરકમાં પણ છે ( જુઓ સૂ. અ. ૮–૨૪ ) અલબત્ત ચરકમાં અષ્ટમી, ચૌદશ વગેરે અનધ્યાયોનો નિર્દેશ નથી પણ "બ્રાહ્મણો જ્યારે અને જ્યાં અધ્યયન ન કરતા હોય ત્યારે અને ત્યાં અધ્યયન ન કરવું."

नाध्येयमन्येषु च येषु विप्रा ।

नाधीयते.... .... ....॥

એ સુશ્રુતના શબ્દોમાં ઘણો અર્થ આવી જાય છે. બેય પ્રતિપદાની રજાનો અર્થ એ શબ્દોમાંથી કાઢવો એમ સુશ્રુતનો ટીકાકાર કહે છે. ચરક સુશ્રુતની મતલબ આ બાબતમાં દેશના અધ્યયન સંબંધી સામાન્ય રિવાજને અનુસરવાની જણાય છે. હવે અધ્યયન કયારે કરવું અને કયારે ન કરવું એ સંબંધી સવિસ્તર નિયમો ધર્મસૂત્રોમાં તથા મન્વાદિ સ્મૃતિઓમાં મળે છે. બૌધાયન ધર્મશાસ્ત્રના અગીઆરમા અધ્યાયમાં આપેલા અનધ્યાયના નિયમોમાં સુશ્રુતોક્ત ઘણાખરા નિયમો આવી જાય છે. બૌધાયને પણ પ્રતિપદાનો, અનધ્યાય તરીકે ઉલ્લેખ કર્યો નથી[1] મનુસ્મૃતિમાં પણ આ નિયમો ગૌતમ, બૌધાયન વગેરે ધર્મસૂત્રોને અનુસરતા પણ વધારે વિસ્તારથી આપ્યા છે ( જુઓ મનુ. ૪–૧૦૧ થી ૧૨૨ ). મનુમાંયે પ્રતિપદાનો ઉલ્લેખ નથી. યાજ્ઞવલ્કય પોતે તો મનુને અનુસરે છે, પણ તેના ટીકાકાર અપરાદિત્યે ઉતારેલા શાતાતપના શ્લોકમાં પ્રતિપદાનો ઉલ્લેખ છે. સુશ્રુતના "વિપ્રો જ્યારે અધ્યયન ન કરે ત્યારે અને ત્યાં અધ્યયન ન કરવું." એ સ્પષ્ટ શબ્દો અને ચરક સુશ્રુતના આ સંબંધી વચનોમાં ધર્મસૂત્રોના આશયનો અને મોટે ભાગે શબ્દોનો ઉતારો છે, એ જોતાં ધર્મશાસ્ત્રમાંથી જ આ બાબત ચરક સુશ્રુતે લીધી છે એમ સ્વીકારવું પડે છે.

એક બીજી બાબતમાં પણ આયુર્વેદ ધર્મશાસ્ત્રનું ઋણી છે. ચરકના શબ્દોમાં "સદ્વૃત્ત આરોગ્ય અને ઈંદ્રિય વિજય બેયને સંપાદન કરનાર" હોવાથી તેનો ઉપદેશ ચરક, સુશ્રુત વાગ્ભટ્ટમાં કરવામાં આવ્યો છે. અને ધાર્મિક જીવન સદાચરણ વગર અશકય હોવાથી ધર્મશાસ્ત્રમાં તો સદ્વૃત્તનો ઉપદેશ હોય જ. એટલું જ નહીં પણ સદાચારનો ઉપદેશ એ ધર્મશાસ્ત્રનો ખાસ વિષય હોવાથી આયુર્વેદના ગ્રંથોમાં ધર્મશાસ્ત્રોમાંથી ઉતરી આવ્યો હોય એમ સ્વાભાવિક રીતે માનવું જોઇએ. હવે આયુર્વેદના સદ્વૃત્તના ઉપદેશને ધર્મશાસ્ત્રના ઉપદેશ સાથે સરખાવી જોઇએ.

---

૧ જુઓ—पौर्णमास्यष्टकामावास्याग्न्युत्पातभूमिकम्पश्मशानदेशपतिश्रोत्रियैकतीर्थप्रयाणेष्वहोरात्रमनध्याय: । बौ. १. ११. २९.

સુશ્રુતે ઉત્પાત એમ સામાન્ય ઉલ્લેખ કર્યો છે પણ ચરકમાં બાધાયન પેઠે नाग्निसंप्लवे તથા न भूमिकम्पे એવા શબ્દો છે. च. सू. अ. ८

ચરકસૂત્રસ્થાનના આઠમા અધ્યાયમાં, સુશ્રુત ચિકિત્સિત સ્થાનના ૨૪ મા અધ્યાયમાં અષ્ટાંગસંગ્રહ સૂ. દ્વિ. અ. અને અષ્ટાંગહૃદય સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં સદ્વૃત્તનો ઉપદેશ મળે છે. ધર્મશાસ્ત્રના શ્લોકબદ્ધ ગ્રન્થોમાં જૂનામાં જૂના મનાતા મનુસ્મૃતિ ગ્રન્થમાં અધ્યાય ચોથામાં સ્નાતક વ્રત નામથી ગૃહસ્થ વિપ્ર માટે સદ્વૃત્તનો ઉપદેશ કર્યો છે. મનુએ ગૌતમાદિ ધર્મશાસ્ત્રના સૂત્રગ્રન્થોમાંથી દોહન કર્યું છે અને યાજ્ઞવલ્કય વગેરે પાછળના સ્મૃતિકારો મનુને મુખ્ય ગણીને આગળ ચાલે છે, માટે મનુને જ આયુર્વેદ સાથે સરખાવીએ મનુ વગેરે પ્રખ્યાત ધર્મશાસ્ત્રકારોની અને આયુર્વેદના આચાર્યોની દૃષ્ટિમાં એક મોટો ફેર છે. મનુ વગેરે સ્મૃતિકારોએ આ પ્રકરણ ગૃહસ્થ બ્રાહ્મણ માટે લખ્યું છે.[1] જ્યારે આયુર્વેદાચાર્યોએ આરોગ્યની ઇચ્છાવાળાં મનુષ્યમાત્રને નજરમાં રાખીને સદ્વૃત્તનો ઉપદેશ કર્યો છે.[2] એટલે એ બેના ઉપદેશમાં કેટલોક ફેર હોય એ સમજી શકાય એવું છે. દા. ત. બ્રાહ્મણે રાજાનો પ્રતિગ્રહ ન કરવો, વેશ્યાનો ન કરવો (અ. ૪–૮૪) વગેરે વિધાનો તથા ઉપાકર્મ ઉત્સર્ગનો વિધિ ( શ્લો. ૯૬ થી ૯૮ ) વગેરે વાતો આયુર્વેદના સદ્વૃત્તના ઉપદેશમાં ન હોય એ સ્વાભાવિક છે. એથી ઉલટું 'ડોક વાંકી ન રાખવી' 'વાંકું શરીર રાખીને કાંઇ ક્રિયા ન કરવી,' 'અતિતેજસ્વી, અતિસૂક્ષ્મ, અતિ ચલાયમાન કે અતિ ફરતી વસ્તુને તથા સૂર્યને જોયા જ ન કરવો' 'ઉંઘ, ઉજાગરો, બેસી રહેવું, સુઇ રહેવું, કુદવું, ગાડીમાં ફરવું, દોડવું, તરવું, હસવું, બોલવું, સ્ત્રીસંગ કરવો, કસરત કરવી વગેરે યોગ્ય હોય તોપણ તેનું અતિપ્રમાણમાં સેવન ન કરવું' ( સુશ્રુત ) 'રાતે દહીં ન ખાવું' એકલો સાથવો ન ખાવો' 'ઝાડાપેશાબનો વેગ આવ્યો હોય ત્યારે બીજા કામમાં ન રોકાવું' 'મહેનત, કસરત કે ઉપવાસથી થાકેલાએ સ્ત્રીસંગ ન કરવો' 'વાજીકરણ ઔષધ ખાધા વગર સ્ત્રીસંગ ન કરવો' (ચરક) વગેરે ખાસ વૈદકદૃષ્ટિથી આરોગ્ય સાચવવા કરાએલા ઉપદેશો આયુર્વેદમાં જ મળે અને ધર્મશાસ્ત્રના પ્રાચીન ગ્રન્થોમાં ન મળે એ સ્વાભાવિક છે. પણ આ અપવાદો બાદ કરતાં સદાચાર આરોગ્યનું કારણ છે એમ આયુર્વેદ અને

---

૧ જુઓ મનુસ્મૃતિના ૪ થા અધ્યાયના છેલ્લા શ્લોકો—

**एषोदिता गृहस्थस्य वृत्तिर्विप्रस्य शाश्वती ।**
**अनेन विप्रो वृत्तेन वर्तयन्वेदशास्त्रवित् ।**
**व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥** २५९, २६०

૨ જુઓ ચરકનું નીચેનું વચનઃ—

**तस्मादात्महितं चिकीर्षता सर्वेण सर्वं सर्वदा**
**स्मृतिमास्थाय सद्वृत्तमनुष्ठेयम्** सू. अ. ८, १९

ધર્મશાસ્ત્ર બેયની માન્યતા હોવાથી તથા બેયમાં એ વખતના સત્પુરૂષોના વર્તનમાંથી જ સદાચારનું ધોરણ ઉતરી આવેલું હોવાથી બેયમાં ઘણો ઉપદેશ સામાન્ય હોય એ સ્વાભાવિક છે. અને વસ્તુસ્થિતિ પણ એ પ્રમાણે જ છે. અહીં સુશ્રુત અને મનુસ્મૃતિનાં વચનોની મુખ્યત્વે સરખામણી કરી છે, સુશ્રુતના શબ્દોનું ગુજરાતી ઉપર આપ્યું છે. અને ટિપ્પણીમાં એને મળતું મનુસ્મૃતિનું મૂળ વચન જ ટાંકયું છે. જેથી અર્થ જ નહીં પણ શબ્દો પણ બેયના કેટલા મળતા છે એ દેખાય. સુશ્રુત કહે છેઃ-

" નખ અને વાળ હમેશાં ટુંકાં રાખવાં "[1] "પવિત્ર રહેવું, ધોળાં કપડાં પહેરવાં "[2] " હલકી પાઘડી પહેરવી, છત્રી રાખવી, પગમાં જોડા પહેરવા હાથમાં લાકડી રાખવી "[3] " બધાં પ્રાણીઓના બન્ધુ થઈને રહેવું."[4] " વાળ, હાડકાં, કાં ા, પથરા, ફોતરાં, રાખનો ઢગલો, ઠીકરાં, કોલસા કે બલિદાન જે જગ્યામાં પડયાં હોય તે જગ્યામાં તથા મૂત્ર વગેરે અપવિત્ર પદાર્થો પડતા હોય એવી જગ્યામાં તથા ખાડા ટેકરાવાળા પ્રદેશમાં, ચૌટામાં તથા જ્યાં ઝાડનાં ઠુંઠાં ઉભાં હોય એવા પ્રદેશમાં ન ફરવું. "[5] " અગ્નિ, ગાય,

---

૧ ચરકે " પખવાડીઆમાં ત્રણ વખત માથાના વાળ, દાઢી અને નખ ઉતરાવવા " એમ કહ્યું છે. હજામત વિષે જૂના કાળમાં શું રિવાજ હતો એ વિષે પુરાતત્ત્વ (પુ. ૧ અં. ૨) માં મારો ક્ષૌરકર્મ ઉપરનો લેખ જુઓ. મનુના શબ્દો **कलृप्तकेशनखश्मश्रुः ( मनु–४–३५)** ચરક કરતાં સુશ્રુતને વધારે મળતા છે.

૨ **शुक्लाम्बरः शुचिः(मनु–४–३५)** ચરકે શુકલામ્બરને બદલે **नित्यमनुपहतवासाः** હમેશાં " ન બગડેલાં કપડાં પહેરવાં " એમ કહ્યું છે. મનુએ આપસ્તંબનાં " રંગવાળાં કપડાં ન વાપરવાં. " (૧–૩૦–૧૦)નાં વચનના આધારે **शुक्लाम्बरः** લખ્યું છે અને ગૌતમ ધર્મસૂત્ર ( ૧–૯–૪ )માંથી " વૈભવ હોય તો જૂનાં કે મેલાં વસ્ત્ર ન પહેરવાં " એ વચન પણ ઉતાર્યું છે. ( ૪–૩૪ )

૩ મનુએ તથા વા–ધ–સૂત્રે યજ્ઞોપવીત, વાંસની લાકડી, કમંડલુ તથા સોનાનાં કુંડલ ધારણ કરવાવું કહ્યું છે, અને જોડા પાઘડી અને છત્રીનો ઉલ્લેખ નથી કર્યો પણ બૌધાયને કર્યો છે ( ૧–૫–૬ )

૪ ચરક સુશ્રુતમાં સરખા શબ્દો છે. ગૃહસ્થે પ્રાણીઓ સાથે અદ્રોહથી વર્તવાનો ( જુઓ ૪–૧૪૮ ) તથા વાનપ્રસ્થના તથા સન્યાસીના ધર્મો વર્ણવતાં સર્વ ભૂતોને પીડા કર્યા વગર તથા સર્વ ઉપર અનુકમ્પા રાખીને વર્તવાનો મનુએ ઉપદેશ કર્યો છે ( જુઓ ૬–૮ તથા ૬–૫૨ ) ખરો પણ એ બાબતમાં ચરક સુશ્રુતના શબ્દો વધારે જોરદાર છે.

૫ ચરકમાં આ વચનને મળતું જ વચન છે. પણ એમાં ' સ્નાન ભૂમિમાં ન ફરવું ' એટલું નવું છે. મનુમાં નીચે પ્રમાણે શ્લોક છે.

**अधितिष्ठेन्न केशांस्तु न भस्मास्थिकपालिकाः ।**
**न कार्पासास्थि न तुषान्दीर्घमायुर्जिजीविषुः ॥ ४–७८**

શુદ્ર, બ્રાહ્મણ, હીંચકો અને દંપતીની વચ્ચે થઇને ન જવું."[1] "દેવ, ગાય, બ્રાહ્મણ, ચૈત્ય, ધજા, રોગી, પતિત અને પાપકર્મ કરનારની છાયાને ઓળંઘવી નહીં."[2] મનુના ટિપ્પણમાં ઉતારેલા વચનમાં પૂજ્ય વસ્તુની છાયાને ન ઓળંઘવી એટલી જ મતલબ છે. જ્યારે સુશ્રુત દેવ, ગાય, બ્રાહ્મણ વગેરે પૂજ્ય પદાર્થો સાથે રોગી, પતિત અને પાપકારીને પણ ગણાવે છે. ચરકે 'અશસ્ત' શબ્દ મુકયો છે તેનો સુશ્રુતે આ રીતે વિસ્તાર કર્યો છે. "અસ્ત પામતા અથવા ઉદય પામતા સૂર્યને ન જોવો."[3] સાધારણ રીતે સૂર્યને જોવાની જ સુશ્રુતે ના પાડી છે. એ વચન ઉપર આવી ગયું છે. સંદર્ભ જોતાં આંખને નુકશાન થાય માટે અતિ ચલાયમાન વસ્તુ જેમ ન જોવી તેમ સૂર્યને પણ જોવો નહીં એમ સુશ્રુતના એ વચનની મતલબ છે. પણ આ વચન ધર્મશાસ્ત્રને અનુસરી સદાચાર દર્શાવવા લખાયું લાગે છે છતાં 'પાણીમાં રહેલા સૂર્યને ન જોવો' વગેરે મનુના શબ્દો સુશ્રુતે છોડી દીધા છે. "ગાય વાછડાંને ધવરાવતી હોય તો એ અથવા પારકું ખડ ખાતી હોય તો એ કોઈને ન કહેવું તેમજ ઉલ્કાપાત તથા ઇન્દ્રધનુ વિષે પણ કોઇને ન કહેવું."[4] આપણામાં ગોપૂજાનો મહિમા ચાલ્યા પછી જ આવો ઉપદેશ ધર્મશાસ્ત્રમાં દાખલ થયો હશે. અને વૈદક દૃષ્ટિએ એનું કાંઇ મહત્ત્વ નથી, તથા 'ઇન્દ્રધનુ ન બતાવવું' એ વિધાનનું તો પ્રયોજન પણ બુદ્ધિ ગમ્ય નથી, માત્ર વહેમજ લાગે છે. છતાં એ બેય વાતો સદ્‌વૃત્તના ઉપદેશમાં છે એ જોતાં ધર્મશાસ્ત્રનો સુશ્રુતે અનુવાદ કર્યો છે એમ માન્યા વગર છૂટકો નથી. ચરકમાં આ મતલબનું વચન નથી.

"અગ્નિને મોઢાથી ન ધમવો."[5] "ગામ શહેર, દેવસ્થાન, શ્મશાન, ચૌટું તથા જલાશયનો માર્ગ એટલાંની નજીકમાં ઝાડો પેશાબ ન કરવાં. ખુલ્લામાં ન કરવાં તથા વાયુ, અગ્નિ, પાણી, ચન્દ્ર, સૂર્ય, ગાય અને ગુરૂની

---

૧ 'હીંચકાની વચ્ચેથી ન જાવું' એ વચન બૌધાયન ધર્મશાસ્ત્રમાં પણ છે (૨-૩) અને વાસિષ્ઠમાં અગ્નિ અને બ્રાહ્મણની વચ્ચેથી ન જવું એમ કહ્યું છે. (૧૨-૨૮)

૨ મનુમાં આ અર્થનું નીચે પ્રમાણે વચન છેઃ—

**देवतानां गुरो राज्ञः स्नातकाचार्ययोस्तथा ।**
**न क्रामेत्कामतश्छायां बभ्रुणो दीक्षितस्य ॥** (મનુ ૪-૧૩)

૩ મનુમાં આ અર્થનું નીચે પ્રમાણે વચન છેઃ—

**नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यान्तं कदाचन** (मनु ४-३७)

૪ **न वारयेद्गां धयन्तीं न चाचक्षीत कस्यचित् ।**
**न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद् बुधः ॥** ૪-૫૯

૫ **नाग्निं मुखेनोपधमेत्** (मनु ४-५३), આજ શબ્દો શ્લોકના પદને બદલે ગદ્યના કટકા રૂપે સુશ્રુતમાં છે.

સામે ન કરવાં."[1] ચરકે "વાયુ, અગ્નિ, પાણી, ચંદ્ર, સૂર્ય, બ્રાહ્મણ અને ગુરૂની સામે છીંક ન ખાવી, અધો વાયુ ન કરવો તથા ઝાડો પેશાબ ન કરવાં તથા રસ્તામાં અને માણસોમાં પેશાબ ન કરવો" એ રીતે ઉપદેશ કર્યો છે. સુશ્રુતના શબ્દો ચરક કરતાં મનુને વધારે મળતા છે. આયુર્વેદના તથા ધર્મશાસ્ત્રના આ ઉપદેશની આ દેશને અત્યારે પણ જરૂર છે. 'રસ્તામાં પેશાબ ન કરવો' એ ચરકના ઉપદેશને કે 'નદી કાંઠે ઝાડે ન જવું' એ મનુના ઉપદેશને હિંદુઓ ભાગ્યેજ માને છે. ચરક સુશ્રુતના અને મનુના પણ આ ઉપદેશમાં લોક સ્વાસ્થ્યની તથા ધર્મની બેય દૃષ્ટિ દેખાય છે.

"જમીન ન ખોતરવી"[2] ચરક સુશ્રુતમાં એકજ વચન છે. 'ગુરૂ સન્મુખ પગ લાંબા ન કરવા' વગેરે સુશ્રુતના વચનને મળતો ઉપદેશ મનુના આ અધ્યાયમાં દેખાતો નથી કારણ કે બ્રહ્મચારીના આચારના પ્રકરણમાં (અ-૨) ગુરૂ સન્મુખ શિષ્યે કઇ રીતે વર્તવું એ વિષે મનુએ સવિસ્તર ઉપદેશ કર્યો છે.[3] "લાકડું, માટીનું ઢેપું, ખડ વગેરે ઉપર હાથ ઠોકવા નહીં કે ખડ તોડવું નહીં."[4] "ફુટેલા વાસણથી કે ખોબાથી પાણી ન પીવું"[5] ભોજન વિષે વૈદક દૃષ્ટિથી આયુર્વેદમાં સવિસ્તર સૂચનાઓ હોય એ સ્વાભાવિક છે, પણ એમાથી બે ત્રણ બાબતો આયુર્વેદમાં અને ધર્મશાસ્ત્રમાં સામાન્ય છે. પગ ધોયા વગર જમવું નહીં"[6] ચરકે વળી "હાથ, પગ અને મોઢું ધોયા વગર

---

१ न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे।
न जीर्णदेवायतने न वल्मीके कदाचन॥
न नदीतीरमासाद्य न च पर्वतमस्तके।
न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम्॥
प्रत्यग्नि प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजम्।
प्रतिगु प्रतिवातं च प्रज्ञा नश्यति मेहतः॥ मनु ४-४५ थी ५२

२ न चैव प्रलिखेद्भूमिम् (मनु ४-५५)

૩ ગૌતમ ધર્મસૂત્રમાં આને મળતું વચન મળે છે. (गौ. ध. सू. १-९-१४) नैता देवताः प्रति पादौ प्रसारयेत्।

४ न मृल्लोष्टं विमृद्नीयान्नच्छिन्द्यात्करजैस्तृणम् (४-७०)
ચરકના આ વિષયના શબ્દો મનુના વચનને વધારે મળતા છેઃ-न छिन्द्यात्तृणम् न लोष्टं मृद्नीयात् (चरक सू. अ. ८)

૫ મનુએ 'ફુટેલા વાસણમાં ખાવું નહીં, (૪-૬૫)
અને "ખોબાથી પાણી ન પીવું" એમ કહ્યું છે. न वार्यञ्जलिना पिबेत् (४-६३)

૬ आर्द्रपादस्तु भुंजीत (४-७६)
અને 'ભીના પગથી ખાનાર દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે છે, એમ એજ શ્લોકમાં મનુ કહે છે. અહીં આર્દ્રનો અર્થ જમતા હોઇએ ત્યારે બધો વખત પગ ભીના જોઇએ એવો નહીં જ હોય.

જમવું નહીં" એમ આજ્ઞા કરી છે અને અત્યારે ઘણા હિન્દુઓ એ આચાર પાળે છે. બૌધાયન ધ-સૂ-માં પણ "પગ અને હાથ સારી પેઠે ધોઇને તથા આચમન કરીને જમવું" એમ કહ્યું છે (૨-૩-૨૧). "સંધ્યાકાળે જમવું નહીં"[1] આ આચાર પણ હજી પળાય છે. "જેમાંથી ઘી કાઢી લીધેલું હોય એવું ન જમવું"[2] "પાણીમાં પોતાનું પ્રતિબિંબ ન જોવું."[3] "નગ્ન થઇને પાણીમાં ન પડવું"[4] 'દ્યૂત ન રમવું.'[5] "માળા, છત્રી, જોડા, કનક અને જૂનાં કપડાં બીજાએ પહેરેલાં હોય તો ન પહેરવાં."[6] આ નિયમ વૈદક દૃષ્ટિએ ખાસ આવશ્યક છે. બીજાએ પહેરેલ જોડા વગેરે પહેરવાથી ખરજવાં જેવા ચેપી રોગો થાય છે એ હાલના વૈદ્યોનો પ્રસિદ્ધ સિદ્ધાન્ત સુશ્રુતને માન્ય છે. સુશ્રુતે "ઔપસર્ગિક રોગો એકમાંથી બીજા માણસને સ્પર્શ વગેરેથી લાગે છે એમ સ્પષ્ટ કહ્યું છે" (જુઓ સુશ્રુત નિ. અ-૫-૩૩, ૩૪) એટલે સુશ્રુત સદ્‌વૃત્તમાં બીજાએ પહેરેલ જોડા, કપડાં વગેરે પહેવાની ના પાડે એ યોગ્ય જ છે. પણ મનુએ શા માટે આ નિયમ આપ્યો ? આની વિશેષ ચર્ચા આગળ કરશું. "બ્રાહ્મણને, ગાયને, અને અગ્નિને ઉછિષ્ટ માણસે સ્પર્શ ન કરવો"[7] એ સુશ્રુતનો નિયમ ધાર્મિક દૃષ્ટિનો જ છે. વળી સુશ્રુતમાં "માંખી અને વાળવાળું ભોજન ન ખાવું." એમ કહ્યું છે. આ બાબતમાં ધર્મશાસ્ત્રમાં પુષ્કળ ચર્ચા છે. ગૌતમ કહે છે "કેશ અને કીડાવાળું અન્ન હમેશાં અ-ભોજ્ય છે." પણ બૌધાયન, શાતાતપ, હારીત વગેરેએ બધું અન્ન નાખી ન દેવું પડે માટે તોડ કાઢયો છે કે જ્યાં વાળ, માંખી, ઉંદર લીંડી વગેરે દેખાય તે ભાગ કાઢી નાખી બાકીના અન્નને પાણી છાંટીને ઉપયોગમાં લેવું. માંખી એટલે અહીં નીલ માંખી સમજવી એમ અપરાર્ક કહે છે તે પણ યથાર્થ લાગે છે. (જુઓ યાજ્ઞવલ્કયસ્મૃતિ ૧-૧૮૯ ઉપરની ટીકા અને તેમાંના ઉતારા) મનુએ તો ગૌતમ ધ-સૂ-ને અનુસરી કેશ અને કીડાવાળા અન્નને કોઈ દિવસ ન ખાવું એમ કહ્યું છે.[8] "ગ્રામ ગણનું, ગણિકાનું, દુકાનદારનું,

---

૧ **नाश्नीयात्संधिवेलायां** (૪-૫૫)

૨ **न भुञ्जीतोद्धृतस्नेहं** (૪-૬૨)

૩ **नोदके च निरीक्षेत स्वरूपमिति धारणा।** (૪-૩૮)

૪ **न नग्नः स्नानमाचरेत्।** (૪-૪૫)

૫ **नाक्षैः क्रीडेत्कदाचित्** (૪-૭૪)

૬ **उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत्।**
**उपवीतमलंकारं स्रजं करकमेव च॥** (૪-૬૬)

૭ **न स्पृशेत्पाणिनोच्छिष्टो विप्रो गोब्राह्मणानलान्।** (૪-૧૪૨)

૮ **केशकीटावपन्नं च** (मनु ૪-૨૦૭)

શત્રુનું, શઠ માણસનું તથા પતિતનું અન્ન ખાવું નહીં." એમ સુશ્રુત કહે છે મનુએ આ વિષે ખૂબ વિસ્તાર કર્યો છે[1] સ્ત્રી સંગ વિષે વૈદક ગ્રંથોમાં સવિસ્તર નિયમો હોય એ સ્વાભાવિક છે. ચરક સુશ્રુત બેય ગ્રન્થોમાં સ્ત્રી સંગ બાબત પુષ્કળ નિયમો છે. પણ આમાંથી 'રજસ્વલાનો સંગ ન કરવો'[2] જેવા નિયમો ધર્મશાસ્ત્રને સંમત છે. વળી 'સગોત્ર સ્ત્રીનો તથા ગુરૂપત્નીનો સંગ કરવાની સુશ્રુત ના કહે છે. ( चि. ૨૫-૧૧૬ ) તે ધર્મશાસ્ત્રના નિયમોના અનુરોધથી. ( જુઓ मनु. ૩-૫ તથા ૧૧-૫૫ ) વળી "રજસ્વલાગમનથી દૃષ્ટિ, આયુષ્ય અને તેજ હણાય છે તથા અધર્મ થાય છે" એમ સુશ્રુત કહે છે. ( એજન ૨૫-૧૨૧-૧૨૨ ) મનુમાં થોડા ફેરફાર સાથે એજ શબ્દો છે.[3] ચરકે "બીજાની સ્ત્રીનો સંગ ન કરવાનો ઉપદેશ કર્યો છે" ( चरक सू. अ. ૮ )[4] મનુ પરદારાની સેવાને આયુષ્ય ઘટાડનાર ગણે છે. સુશ્રુતોક્ત ઉપરાંત ચરકોક્ત સદ્દવૃત્તના ઉપદેશમાં કેટલાંક વચનો એવાં છે કે જેને ધર્મશાસ્ત્ર સાથે સંબંધ છે. દા ત. "અગ્નિને નીચે રાખી તાપવું નહીં" એમ ચરક કહે છે; મનુ કહે છે 'પગ તપાવવા નહીં'[5] ચરક કહે છે "શૂન્ય ગૃહમાં કે જંગલમાં એકલાં ન પેસવું" મનુ કહે છે "શૂન્ય ગૃહમાં એકલા ન સુવું"[6] ચરક કહે છે 'ખોટું ન બોલવું' મનુ એની મર્યાદા બાંધીને કહે છે કે "સત્ય બોલવું અને પ્રિય બોલવું પણ અપ્રિય સત્ય ન બોલવું, અને ખોટું પ્રિય ન બોલવું."[7] મતલબ કે આ બાબતમાં મનુસ્મૃતિ કરતાં પણ ચરક ધર્મમાં વધારે દ્રઢતા દર્શાવે છે. ચરક કહે છે "વૈરમાં રૂચિ ન રાખવી" મનુ કહે

---

૧ મનુએ ગાંડાનું, ક્રોધીનું, રોગીનું, ગણનું, ગણિકાનું, ચોરનું, દીક્ષિતનું, લોભીનું, સુતારનું, કેદમાં પડેલાનું, ષંઢનું, શીકારીનું, ક્રૂર માણસનું વગેરે અનેક જાતના લોકનું અન્ન ખાવાની ના પાડી છે. જેમાં વૈદ્ય પણ આવી જાય છે. ( જુઓ **મનુ** ૪-૨૦૭થી ૨૨૨) વૈદ્યના અન્નને મનુ પરૂ જેવું ગણે છે. ( ૪-૨૨૦ )

૨ **नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने ।** ( **મનુ** ૪-૪૦ )

૩ **रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः**
**प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते** ( ૪-૪૧ ) તથા ૪-૪૨ પણ જુઓ

૪ **नहीदृशमनायुष्यं लोके किंचन विद्यते ।**
**यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥** ( ૪-૧૩૭ )

૫ **नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ।** ( મનુ ૪-૫૩ )

૬ **नैकः शून्यगृहे स्वप्यात्** ( મનુ ૪-૫૧ )
**नैको ध्वानं व्रजेत्** ( **बौ० ध० सू०** ૨-૩-૨૧ )

૭ મનુનો શ્લોક પ્રસિદ્ધ છે. ( ૪-૧૩૮ )
પણ ગૌ-ધ-સૂત્રમાં ચરક પેઠે **सत्यधर्मा** ( ૧-૯-૬૮ ) એટલા જ શબ્દો છે.

છે " શુષ્ક વેર ન કરવું."[1] ચરક કહે છે "મંગળઆચાર રાખવો" મનુ એજ શબ્દો વાપરે છે.[2] "પર્વતના વિષમ શિખર ઉપર ન ફરવું" "ઝાડ ઉપર ન ચડવું" તથા "ઉગ્ર વેગવાળા પાણીમાં ન્હાવા ન પડવું" એમ ચરક કહે છે. એને વિસ્તારીને સુશ્રુત "ઝાડ, પર્વત, ઘોઘ, રાફડા, ખરાબ ઘોડા, હાથી વગેરે ઉપર ચડવાની તથા પુરવાળી નદી, સમુદ્ર અજાણ્યો ઘુનો વગેરેમાં ન ઉતરવાની" સૂચના કરે છે. મનુએ "આંખથી ન દેખાય એવા પર્વત ઉપર ન ચડવાની, હાથથી નદી ન તરવાની, તથા અજાણ્યા જળાશયમાં ન ન્હાવાની ભલામણ કરી છે.[3]

આ ઉપરાંત ચરક "દેવ, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, અને આચાર્યની પૂજા કરવાનું, અગ્નિની સેવા કરવાનું, બેય વખત ઉપસ્પર્શ કરવાનું, હોમ કરવાનું, યજ્ઞ કરવાનું, દાતા થવાનું, બલિદાન આપવાનું, અતિથિઓની પૂજા કરવાનું, ધાર્મિક તથા આસ્તિક થવાનું અને પિતૃઓને પિંડ આપવાનું" કહે છે તથા "જમ્યા પહેલાં જપ કરવાનું, દેવતાઓને આહુતિ આપવાનું, પિતૃઓને પિંડ આપવાનું, ગુરૂઓને, અતિથિઓને તથા આશ્રિતોને અન્ન આપવાનું" કહે છે તે ધર્મશાસ્ત્રની પ્રણાલીને અનુસરીને જ છે.[4]



---

૧ शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह । (૪-૧૩૯)

૨ मंगलाचारयुक्तः स्यात् (૪-૧૪૫)

૩ अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ।
न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥ (મનુ ૪-૭૭)
न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये (૪-૧૨૯)

૪ મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં પિતૃઓમે પિંડ આપવા વિષે એટલે કે શ્રાદ્ધ વિષે, હોમ વિષે, અતિથિ યજ્ઞ વિષે અને બલિ વિષે સવિસ્તર ઉપદેશ છે જુઓ નીચેનો શ્લોકઃ-

देवतातिथिभृत्यानां पितृणामात्मनश्च यः
न निर्वपति पञ्चाना मुच्छ्वसन्न स जीवति (મનુ ૩-૭૨)

જપને તો મનુ બ્રાહ્મણનો પરમ ધર્મ ગણે છે. (જુઓ ૪-૧૪૭-૧૪૮)

# ચરકોક્ત સદ્‌વૃત્ત

( ચરક સંહિતા સૂ. અ. ૮ )

પોતાનું હિત કરવાની ઇચ્છાવાળા સહુએ હમેશાં જાગૃત રહીને સદ્‌વૃત્ત આચરવું. બધું સદ્‌વૃત્ત આચરનાર એક સાથે આરોગ્ય અને ઇન્દ્રિયો ઉપર વિજય એ બે લાભો મેળવે છે. હે અગ્નિવેશ, આ સદ્‌વૃત્ત સંપૂર્ણ રીતે કહીએ છીએઃ-

" દેવ, ગાય, બ્રાહ્મણ, ગુરૂ, વૃદ્ધ, સિદ્ધ અને આચાર્યનું અર્ચન કરવું, [૧]અગ્નિની સેવા કરવી, [૨]પ્રશસ્ત ઓષધિઓ ધારણ કરવી, બે વખત [૩]ઉપસ્પર્શ કરવો, [૪]મલદ્વારોને તથા પગને વારંવાર સાફ કરવા, પખવાડીઆમાં ત્રણ વખત, વાળ, ( ડાઢી માથાના ), નખ અને લોમ ( કાંખ વગેરે ભાગના વાળ ) કાઢી નાખવા, હમેશાં સ્વચ્છ કપડાં પહેરવાં, મન ખુશી રાખવું અને સુગન્ધી રહેવું.[૫]

[૬]સારો વેશ રાખવો, વાળ ઓળેલા રાખવા, માથામાં, કાનમાં, નાકમાં અને પગમાં હમેશાં તેલ લગાડવું, [૭]ધૂમ્રપાન કરવું, ( કોઈ મહેમાન વગેરે મળે ત્યારે ) પ્હેલાં બોલવું, મોઢું સ્વચ્છ રાખવું, કોઇને પણ મુશ્કેલીમાં તરત મદદ કરવી, હોમ કરવો, યજ્ઞ કરવો, દાન આપવું, ચાર માર્ગ ભેગા થતા હોય ત્યાં નમસ્કાર કરવા, [૮]બલિદાન આપવું, અતિથીઓની સેવા કરવી, પિતૃઓનું શ્રાદ્ધ કરવું, વખત આવે ત્યારે થોડું, હિતકારક અને મીઠું હોય એવું બોલવું, મનને વશ રાખવું, ધર્મમાં મન રાખવું, [૯]હેતુમાં ઇર્ષા કરવી ફળમાં નહિ, નિશ્ચયવાળા

---

૧ **अग्निमुपचरेत्** એનો અર્થ અગ્નિહોત્ર રાખવું એવો થઈ શકે પણ કદાચ હમેશાં અગ્નિમાં હોમ કરવો એટલું જ વિવક્ષિત હશે.

૨ નજર ન લાગે-ભૂત બાધા નિવારે એવી ઔષધી તાવીજ વગેરે પણ પાસે રાખવાં એમ આશય હશે. ભેડનું વચન સરખાવોઃ—

**औषधीश्च मणीश्चैव मांगल्यान्धारयेत्सदा । भेड सू-अ ६**

૩ ઉપસ્પર્શ એટલે સ્નાન, આચમન અને પાણીનો સ્પર્શ અહીં આચમન અર્થ સંભવિત છે, શ્રી૦ યોગીન્દ્રનાથ સેને સ્નાન અર્થ કર્યો છે.

૪ મલદ્વારો એટલે કાન, નાક વગેરે.

૫ શ્રી૦ યોગીન્દ્રનાથ સેને **सुमनःसुगन्धिः** એ રીતનો પાઠ સ્વીકારી પુષ્પોવડે સુગન્ધી રહેવું એવો અર્થ કર્યો છે.

૬ સારો વેશ એટલે પોતાના જમાનામાં શિષ્ટ માણસો જે વેશ પહેરતાં હોય તે.

૭ ધૂમ્ર પાનનો એ વખતે સામાન્ય રિવાજ હતો.

૮ ઘરના ઉંમરામાં કાગડાઓ વગેરે માટે હમેશાં બલિ મુકવાનો રિવાજ હતો.

૯ જે ગુણોથી બીજાની ઉન્નતિ થઇ દેખાય તે ગુણો મેળવવાનો પ્રયાસ કરવો પણ કોઇની ઉન્નતિ જોઇ ઈર્ષા ન કરવી એવો આશય છે.

થવું, નિર્ભય થવું, લજ્જા રાખવી, બુદ્ધિશાળી થવું, ખૂબ ઉત્સાહ રાખવો, દક્ષ થવું, ક્ષમા રાખવી, ધાર્મિક થવું, આસ્તિક થવું, વિનય, બુદ્ધિ, વિદ્યા, કુળ અને ઉમ્મરમાં મોટાની[1] તથા સિદ્ધ અને આચાર્યની સેવા કરવી.

હાથમાં છત્રી અને લાકડી, માથે પાઘડી અને પગમાં જોડા રાખીને, ચાર હાથ આગળ નજર રાખીને રાતે ફરવું.[2] આચરણ અને શીલ મંગલ રાખવું. ખરાબ કપડાં, હાડકાં, કાંટા, અપવિત્ર વસ્તુ (ઝાડો પેશાબ), વાળ, ફોતરાના ઢગલા, કાંકરા, ભસ્મ અને ઠીકરાં જ્યાં પડયાં હોય તથા ન્હાવાની જગ્યા જ્યાં હોય ત્યાં ન જવું.

થાક લાગ્યા પ્હેલાં કસરત બંધ કરવી, પ્રાણી માત્રના બન્ધુ રૂપ થઇને રહેવું, ક્રોધીને શાંત પાડવો, ડરી ગયો હોય તેને આશ્વાસન આપવું, રાંકની વ્હારે ધાવું, સત્ય જાળવવું, મોટે ભાગે શાન્તિ રાખવી, પારકાનાં કઠોર વચનોને સહન કરવાની ટેવ પાડવી, ક્રોધને મારવો, પ્રશમ ( શાન્તિ )ના ગુણ જોતાં શીખવું, રાગ અને દ્વેષનાં કારણોનો નાશ કરવો.

ખોટું ન બોલવું, બીજાનું કાંઇ ન લેવું, બીજાની સ્ત્રીની ઈચ્છા ન કરવી, વૈરમાં રૂચિ ન રાખવી, પાપ ન કરવું, પાપી ઉપર પણ પાપી ન થવું, બીજાના દોષો ન વર્ણવવા, બીજાની છાની વાત જાણવાનો પ્રયત્ન ન કરવો.

અધાર્મિકો સાથે, [3]રાજા જેનો દ્વેષ કરતા હોય તેવાની સાથે, ગાંડાઓ સાથે, પતિતો સાથે, અને ભ્રૂણ હત્યા ( ગર્ભ હત્યા ) કરનારાઓ સાથે ન બેસવું, ખરાબ વાહનમાં ન ચડવું, ગોઠણ જેટલાં ઉચાં ન હોય તેવાં[4] અને કઠણ આસન ઉપર ન બેસવું, પાથર્યા વગરની તથા ઓશીકા વગરની, ટુંકી અને ઉંચી નીચી પથારીમાં ન સુવું, પર્વતના વિષમ શિખરો ઉપર ન ફરવું, ઝાડ ઉપર ન ચડવું. ઉગ્ર તાણવાળા પાણીમાં ન પડવું. [5]નદીના કાંઠાના ઝાડની છાયામાં ન બેસવું

---

૧ વૃદ્ધોની ઉપાસનાની મહાભારત બહુ પ્રશંસા કરે છે.

૨ નિર્ણયસાગરમાં ઇ૦ સ૦ ૧૯૨૨માં ચક્રપાણિદત્તની ટીકા સાથે છપાયેલ ચરકની આવૃત્તિમાં આ વાકયમાં **नक्तं** શબ્દ નથી પણ યોગીન્દ્રનાથસેને પોતાની ટીકા સાથે કલકત્તામાં છપાવેલ આવૃત્તિમાં છે.

૩ રાજ દ્વિષ્ટ સાથે ન બેસવું એ ઉપદેશ પોતાના ઉપર રાજદ્વેષ ન ઉતરે માટે જ અપાયો લાગે છે.

૪ શ્રી૦ યો૦ સેને આપેલ **अजानुसमं** પાઠ સ્વીકારી અર્થ કર્યો છે.

૫ મારી પાસેની ચરકની બે ત્રણ આવૃત્તિઓમાં તો **कुलच्छायां नोपासीत** એ રીતે શબ્દો છે, પણ એનો કાંઇ અર્થ મને સુઝતો નથી એટલે **कूलच्छायां नोपासीत** એ રીતે પાઠ કલ્પ્યો, પાછળથી યોગીન્દ્રનાથસેને પણ એ જ પાઠ આપ્યો છે એમ જોયું. આગલાજ વચનમાં વેગવાળા પાણીમાં ન પડવાનો ઉપદેશ છે એ જોતાં પણ આ પાઠ સંસ્કરણ યોગ્ય લાગે છે. વૃદ્ધ વાગ્ભટ્ટમાં **कूलच्छाया** જ છે.

અગ્નિના ઉત્પાતની ચારે તરફ ન ફરવું, ઊંચેથી ન હસવું, અવાજ સાથે અધોવાયુ ન કરવો, મોઢું ઢાંકયા વગર બગાસું ન ખાવું, ઉધરસ ન ખાવી કે હસવું નહિ; નાકને ખોતર્યા ન કરવું, દાંતને ખોતરીને પોલા ન કરવા. નખ ન વગાડવા, હાડકાં ઉપર હાથ ન ઠોકવા, જમીન ન ખોતરવી, ખડ ન તોડવું, માટીના ઢેફાં ન પછાડવાં, અંગોથી વિષમ ચેષ્ટા ન કરવી, તેજસ્વી વસ્તુઓ, અનિષ્ટ વસ્તુ, અપવિત્ર વસ્તુ તથા નિન્દિત વસ્તુ સામે ન જોવું, [1]શબ તરફ હુંકાર ન કરવો, ચૈત્ય, ધ્વજ, ગુરૂ, પૂજ્ય અને નિન્દિતની છાયાને ન ઓળંગવી, રાતે દેવમન્દિર, ચૈત્ય, ચોક, ચાર માર્ગોનો સંગમ, ઉપવન, સ્મશાન અને વધસ્થાનમાં ન રહેવું, એકલાં શૂન્યગૃહમાં કે જંગલમાં ન પેસવું. પાપી વર્તનવાળાં સ્ત્રી, મિત્ર કે નોકરોને ન રાખવાં, ઉત્તમ સાથે વિરોધ ન કરવો, હલકાંનો સંગ ન કરવો, કુટિલ કાર્યમાં રૂચિ ન રાખવી, અનાર્યનો આશ્રય ન કરવો, કોઈને બીવરાવવું નહિ, સાહસ, અતિ જાગરણ, અતિ નિદ્રા, અતિ સ્નાન, અતિ પાન અને વધારે પડતો ખોરાક એ ન સેવવાં, ગોઠણ ઉંચા રાખીને લાંબો વખત ન ઉભા રહેવું, વ્યાલ ( ગાંડા હાથી વગેરે ) પાસે ન જવું, દાઢવાળાં અને શીંગડાંવાળાં પ્રાણીઓ પાસે ન જવું, સામા પવનનો, સામા તડકાનો, ઝાકળનો તથા અતિ પવનનો ત્યાગ કરવો, કોઇ સાથે કજીઓ ન કરવો, અસાવધાન રહીને અગ્નિને ન સેવવો, ઉચ્છિષ્ટ હોઇને અગ્નિને ન સેવવો, અગ્નિને નીચે રાખીને ન તાપવું, થાક ન ઉતર્યો હોય, મોઢું ન ધોયું હોય અથવા શરીર નગ્ન હોય ત્યારે ઉપસ્પર્શ ન કરવો. ન્હાવાના કપડાથી માથાને સ્પર્શ ન કરવો, કેશના છેડા ઉપર કાંઈ પછાડવું નહિ, ઉપસ્પર્શ (સ્નાન) પછી એનાં એ જ કપડાં ન પહેરવાં. રત્ન, ઘી, પૂજ્ય વસ્તુ, મંગળ વસ્તુ કે પુલનો સ્પર્શ કર્યા વગર બ્હાર ન નીકળવું, પૂજ્યને તથા મંગળ વસ્તુને ડાબે હાથે રાખીને ન ચાલવું અને અપૂજ્ય તથા અમંગળ વસ્તુને જમણે હાથે રાખીને ન ચાલવું.

હાથમાં રત્ન રાખ્યા વગર ન જમવું, નાહ્યા વગર ન જમવું, મલિન કપડાં પ્હેરીને ન જમવું, જપ કર્યા વગર કે હોમ કર્યા વગર ન જમવું, દેવતાઓને અને પિતૃઓને નૈવેદ્ય આપ્યા વગર ન જમવું, ગુરૂઓને, અતિથિઓને તથા આશ્રિતોને, આપ્યા વગર ન જમવું, ખરાબ ગન્ધ પાસે હોય ત્યારે ન જમવું, માળા પહેર્યા વગર ન જમવું, હાથ પગ અને મોઢું ધોયા વગર ન જમવું, મોઢું અશુદ્ધ હોય, ત્યારે ન જમવું, ઉત્તર દિશામાં મોઢું રાખીને ન જમવું, મન અસ્વસ્થ હોય ત્યારે ન જમવું, અભક્ત, અશિષ્ટ, અપવિત્ર અને ભૂખ્યાં માણસો પાસે ફરતાં હોય ત્યારે ન જમવું. અયોગ્ય વાસણમાં, અપવિત્ર વાસણમાં, અયોગ્ય દેશકાળમાં તથા ઘણાં માણસો ફરતાં

૧ ચક્ર પાણિદત્તથી જુદા પડીને, અષ્ટાંગ સંગ્રહને અનુસરીને શ્રી૰ યો૰ સેને **ન હુંકુર્વીત શિવમ્** એ રીતે પાઠ આપ્યો છે. ઉપર ચક્રપાણિદત્તનો પાઠ સ્વીકાર્યો છે.

હોય ત્યાં ન જમવું. અગ્નિને અગ્ર ભાગ આપ્યા વગર, પ્રોક્ષણ જળથી પ્રોક્ષિત કર્યા વગર, અને મંત્રોથી અભિમંત્રિત કર્યા વગર ન ખાવું, અન્નની નિન્દા કરતાં કરતાં ન ખાવું, નિન્દિત અન્ન ન ખાવું, પ્રતિકૂળે આપેલું અન્ન ન ખાવું. માંસ, લીલું શાક, શુષ્ક શાક, ફળ અને ભક્ષ્ય (લાડુ—ટીકાકાર) શિવાય બીજું કાંઇ વાશી ન ખાવું. દહીં, મધ, મીઠું, સાથવો, પાણી અને ઘી શિવાય બીજું કાંઇ પૂરેપૂરૂં ન ખાઇ જવું, રાતે દહીં ન ખાવું, [1]સાથવો એકલો ન ખાવો; રાતે ન ખાવો, ખાઇને ન ખાવો, ઘણો ન ખાવો, બે વખત ન ખાવો, વચ્ચે વચ્ચે પાણી પીને ન ખાવો. દાંતથી કાપીને કાંઈ ન ખાવું.

વાંકા રહીને છીંક ન ખાવી, જમવું નહિ. તથા વાંકા સુવું નહિ. ઝાડા પેશાબનો વેગ આવ્યો હોય ત્યારે બીજા કામમાં ન રોકાવું. વાયુ, અગ્નિ, પાણી, ચંદ્ર, સૂર્ય, દ્વિજ અને ગુરૂ એ બધાંની સામે થુંકવું નહિ, ઝાડો પેશાબ ન કરવાં, તથા અધોવાયુ ન કરવો. રસ્તા ઉપર પેશાબ ન કરવો, માણસો હોય ત્યાં, જમવા ટાણે તથા જપ, હોમ, અધ્યયન અને બલિદાનના સ્થાનમાં, તથા મંગળ ક્રિયા ચાલતી હોય ત્યાં શેડા તથા બડખા ન કાઢવા.

સ્ત્રીનું અપમાન ન કરવું, સ્ત્રીમાં અતિ વિશ્વાસ ન રાખવો, તેને ગુહ્ય ન સંભળાવવું, અધિકાર ન આપી દેવો.

રજસ્વલા, રોગી, અપવિત્ર કે નિન્દિત સ્ત્રીનો સમાગમ ન કરવો, જેના રૂપ, આચાર, કે ઉપચાર અનિષ્ટ હોય, જે ડહાપણ વગરની હોય, (એટલે કે મૈથુનમાં અતિ આસક્ત હોય) જે ચતુર ન હોય (પ્રતિકૂળ હોય), જે કામવાસના વગરની હોય, જે બીજાને ચાહતી હોય અથવા જે બીજાની સ્ત્રી હોય તેનો સમાગમ ન કરવો, [2]પશુમાં કે યોની શિવાય અન્યત્ર મૈથુન ન કરવું, ચૈત્ય, માર્ગ સંગમ, ચાર રસ્તાઓનો સંગમ, ઉપવન, સ્મશાન, વધસ્થાન, જળાશય, ઓષડો રાખવાનું ઘર, બ્રાહ્મણનું ઘર, ગુરૂ ઘર અથવા દેવ મન્દિર એટલા સ્થળોમાં મૈથુન ન કરવું. સન્ધ્યા વખતે અને નિષિદ્ધ તિથિઓમાં મૈથુન ન કરવું, અપવિત્ર સ્થિતિમાં, (વાજીકરણ) ઓષધ ખાધા વગર, સંકલ્પ કર્યા વગર, પ્રજનનેન્દ્રિયનું ઉત્થાન થયા વગર, ખાધા વગર કે અતિ ખાઇને મૈથુન ન કરવું, વાંકું શરીર રાખીને મૈથુન ન કરવું, પેશાબની હાજત થઈ હોય અથવા થાક લાગ્યો હોય, કસરત કરી હોય, ઉપવાસ કર્યો હોય, શ્રમ કર્યો હોય ત્યારે તથા એકાંત ન હોય તો મૈથુન ન કરવું.

સત્પુરૂષોને તથા ગુરૂઓને ન નિન્દવા, અપવિત્ર હોઇને અભિચાર કર્મ, ચૈત્યની કે પૂજ્યની પૂજા કે અધ્યયન ન કરવું.

---

૧ સાથવો (सक्तु) ખાવાનો જૂના કાળમાં કેટલો બધો રિવાજ હશે કે સાથવા વિષે જ આટલી બધી સૂચનાઓ ચરકને કરવી પડી છે.

૨ ટીકાકારે अन्ययोनौ નો અર્થ અસવર્ણ સ્ત્રી એટલો જ કર્યો છે પણ મને તો ઉપર આપ્યો છે તે જ અર્થ બરાબર લાગે છે.

ઋતુ વગર વીજળી થતી હોય, દિશાઓ બળતી હોય, ક્યાંય દાહ લાગ્યો હોય, ભૂમિ કમ્પ થતો હોય, મહોત્સવ હોય, ઉલ્કાપાત થતો હોય, ચન્દ્ર કે સૂર્યનું ગ્રહણ હોય, અથવા નષ્ટ ચન્દ્ર તિથિ હોય, ત્યારે તથા સંધ્યા વખતે અધ્યયન ન કરવું. ગુરૂના મોઢાથી સાંભળ્યા શિવાય બીજા પાસે અધ્યયન ન કરવું. વર્ણ છોડી દઇને, બહુ જોરથી, બહુ રુક્ષ સ્વરથી, સાદ ફાટી જાય તે રીતે, બહુ ધીમે, પદોને આગળ પાછળ કરીને, અતિ ઉતાવળે, અતિ ઊંચે સાદે કે અતિ ધીમે સાદે અધ્યયન ન કરવું.

ઘણાંએ મળીને કરેલો ઠરાવ છોડી ન દેવો, કરેલી પ્રતિજ્ઞા ન તોડવી, રાતે અને ગમે ત્યાં ન ફરવું, સંધ્યા વખતે ભોજન, નિદ્રા, અધ્યયન કે મૈથુન ન સેવવું, બાળકો, વૃદ્ધો, મૂર્ખાઓ, કિલષ્ટ ( નિન્દિત ) અને નપુંસકો સાથે મૈત્રી ન રાખવી. દારૂમાં, જુગારમાં અને વેશ્યા સમાગમમાં રૂચિ ન રાખવી. ગુહ્ય વાત ઉઘાડી ન પાડવી, કોઈનો તિરસ્કાર ન કરવો, અહંકાર ન રાખવો, અદક્ષ કે અચતુર ન થવું, કોઈની અદેખાઇ ન કરવી, બ્રાહ્મણોની નિન્દા ન કરવી, ગાય ઉપર લાકડી ન ઉગામવી. વૃદ્ધો, ગુરૂઓ, ગણો અને રાજાઓ ઉપર આક્ષેપ ન કરવો, બડાઇ ન હાંકવી, બાન્ધવોને, પોતાના ઉપર અનુરક્તને, આપત્તિ વખતે જેણે મદદ કરી હોય તેને અને ગુહ્ય જાણનારને દૂર ન કરવા.

અધીર ન થાવું, બહુ જોર ન દેખાડવું, નોકરોને ન પાળવા એમ ન કરવું, સ્વજનોને વિશ્વાસ ન રહે એમ ન વર્તવું, એકલા સુખી ન થવું, શીલ, આચાર તથા ઉપચારમાં દુઃખી ન રહેવું, સર્વમાં વિશ્વાસ ન રાખવો, સર્વ ઉપર શંકાની નજરે ન જોવું, બધો વખત વિચાર ન કર્યા કરવો, કામનો સમય ન ખોવો, પરીક્ષા કર્યા વગર નાડું ન પકડી લેવું, ઇન્દ્રિયોને વશ ન થવું, ચંચળ મનને ભરમાવવું નહિ, જ્ઞાનેન્દ્રિયો ઉપર બહુ ભાર ન નાખવો, બહુ દીર્ઘસૂત્રી ન થવું, ક્રોધ અને હર્ષની પછવાડે ખેંચાઇ ન જવું, શોકમાં ન પડયા રહેવું, સિદ્ધિ મળે ત્યારે ગર્વ ન કરવો, અને અસિદ્ધિમાં હારી ન જવું.

પ્રકૃતિને વારંવાર યાદ કરવી, કારણના પ્રભાવમાં નિશ્ચય રાખવો, શુભ હેતુવાળાં કામનો હમેશાં આરંભ કરવો, પોતાનું શુભ ઇચ્છનારે અપવિત્ર રહીને ગાયનું ઘી, અક્ષત, તલ, કુશ અને સર્ષવ વડે હોમ ન કરવો. કર્યું છે એમ માની બેસી ન રહેવું, ઉત્સાહને છોડી ન દેવો, ( પોતા ઉપરનો ) અપવાદને યાદ ન કરવો.

* अग्निर्मे नागपच्छेच्छरीराद्वायुर्मेप्राणानादधातु विष्णुर्मे बलमादधातु इन्द्रो मे वीर्यं शिवा मां प्रविशन्त्वाप आपो हिष्ठा -વગેરે મંત્રથી જલનો સ્પર્શ કરવો, બે વખત હોઠને ધોઇને, તથા પગ ઉપર પાણી નાખીને માથાના છિદ્રોને, હૃદયને તથા માથાને પાણીથી ઉપસ્પર્શ કરવો.

બ્રહ્મચર્ય, જ્ઞાન, દાન, મૈત્રી, કરૂણા, હર્ષ, અપેક્ષા અને પ્રશમમાં પરાયણ રહેવું.

# સુશ્રુતોક્ત સદ્વૃત્ત

સદ્વૃત્તમાં પહેલું તો માણસે નખ અને વાળ ટુંકા રાખવા, પવિત્ર રહેવું, ધોળાં કપડાં પહેરવાં, હલકી પાઘડી પહેરવી, છત્રી રાખવી, જોડા પહેરવા, હાથમાં લાકડી રાખવી, વખત આવે ત્યારે થોડું મીઠું અને હિત-કારક બોલવું, (કોઇ મ્હેમાન વગેરે આવે ત્યારે) પ્હેલાં જ બોલવું, પ્રાણી માત્રના બન્ધુ થઇને રહેવું, ગુરૂ અને વૃદ્ધોની રજા લઇને બ્હાર જવું. સાથે સહાયક રાખીને તથા ધ્યાન રાખીને બ્હાર જવું, રાતે બ્હાર ન જવું. વાળ, હાડકાં, કાંટા, પથરા, ફોતરાં રાખનો ઢગલો, ઠીકરાં, અંગારા કે બલિદાન જે જગ્યામાં પડેલ હોય તે જગ્યાએ તથા અપવિત્ર સ્થાનમાં, ખડબચડા તથા ઝાડનાં ઠુંઠાંવાળા પ્રદેશમાં તથા ચાર માર્ગોના ભેટામાં કે ખાડાઓમાં ફરવું નહિ.

રાજદ્વિષ્ટ (રાજાને અરૂચતી–રાજદ્રોહની) વાત કરવી નહિ, કઠોર, ચાડી વાળી કે ખોટી વાત ન કરવી, દેવ, બ્રાહ્મણ કે પિતૃઓની નિન્દા ન કરવી, રાજાના દ્વેષી હોય તેની, ગાંડાની, પતિતની, ક્ષુદ્ર કે હલકા આચારવાળાની પાસે બેસવું ઉઠવું નહિ.

ઝાડ, પર્વત, ધોધ, ખાડા ટેકરાવાળાં સ્થાન, અને રાફડાનો ત્યાગ કરવો. ખરાબ ઘોડો અને ખરાબ હાથી ઉપર ચઢવું નહિ, પૂરવાળી નદીમાં, સમુદ્રમાં અજાણ્યા ધુનામાં, અજાણ્યા ખાડામાં કે કુવામાં ઉતરવું નહિ, ખંડેરમાં કે ઉજડ ઘરમાં જવું નહિ, શ્મશાન કે ઉજડ પ્રદેશમાં જવું નહિ, જંગલમાં રહેવું નહિ, આગ લાગીને સંભ્રમ થઈ પડયો હોય ત્યાં જવું નહિ, સર્પની, ફાડી ખાનારાં જનાવરોની કે કીડાઓની સોબત કરવી નહિ, ગામ ભાંગતું હોય, કજીઓ થતો હોય, હથીઆરોથી મારામારી થતી હોય કે આગ લાગી હોય ત્યાં જવું નહિ, અને ફાડી ખાનારાં જનાવરો, સર્પ અને શીંગડાંવાળાં જનાવરો પાસે ન જવું.

અગ્નિ, ગાય, ગુરૂ, બ્રાહ્મણ, હિંચકો અને દંપતીની વચ્ચેથી ન ચાલવું, શબની પછવાડે ન જવું (જરૂર વગર); દેવ, ગાય, બ્રાહ્મણ, ચૈત્ય, ધ્વજ, રોગી, પતિત અને પાપીની છાયાને ન ઓળંગવી; આથમતા કે ઉગતા સૂર્યને ન જોવો, ગાય વાછડાંને ધવરાવી દેતી હોય અથવા પારકું ઘાસ ખાતી હોય તો કોઇને ન કહેવું, તથા ઉલ્કાપાત (મોટા તારા ખરે તે) કે ઇન્દ્ર ધનુષ્ય દેખાય તો કોઇને કહેવું નહિ, અગ્નિને મોઢાથી ધમવો નહિ, પાણીમાં કે જમીન ઉપર હાથ પગ પછાડવા નહિ.

વેગને રોકવા નહિ, ગામ, શહેર, દેવ મન્દિર, સ્મશાન, ચૌટું, જળાશય, અને માર્ગની સમીપમાં ઝાડો પેશાબ ન કરવાં. કોઈના દેખતાં ઝાડો પેશાબ ન કરવાં તથા વાયુ, અગ્નિ, પાણી, ચંદ્ર, સૂર્ય ગાય અને ગુરૂ સામે ન કરવાં.

જમીન ન ખોતરવી, સભામાં બગાસું, ઓડકાર, ઉધરસ અને છીંક મોઢું ઢાંક્યા વગર ન ખાવાં, ગુરૂની સમીપમાં ઓઠીંગણુ દઈને કે પગ લાંબા કરીને બેસવું નહિ.

વાળ, કાન, નાક, ગુદા વગેરેને કે દાંતોનાં છિદ્રોને ખોતરવાં નહિ, કેશ, મોઢું નખ, કપડાં અને ગાત્રોને હલાવવાં નહિ; ગાત્ર, નખ અને મોઢાંને વગાડવાં નહિ, કાષ્ઠ, ખડ, ઢેકું, વગેરે ઉપર હાથ પછાડવો નહિ, કે તેને ( ખડને ) તોડવાં નહિ.

સામો પવન કે તડકો ન લેવો. જમીને તરત તાપવું નહિ. ઉભડક બેસવું નહિ, લાકડાના ન્હાના આસન ઉપર બેસવું નહિ. ડોક વાંકી ન રાખવી, શરીરને આડું રાખીને જમવું નહિ કે બીજી ક્રિયા કરવી નહિ, આંખો તાણીને જોવું નહિ, ખાસ કરીને અતિ તેજસ્વી વસ્તુ, સૂર્ય, અતિ સૂક્ષ્મ વસ્તુ અતિ ચંચળ વસ્તુ કે ગોળ ફરતી વસ્તુ ન જોવી. માથા ઉપર ભાર ન ઉપાડવો; ઊંઘ, ઉજાગરો, સુઈ રહેવું, ફરવું, પંથ કરવો, વાહન ઉપર બેસવું, દોડવું, કુદવું, ઠેકવું, તરવું, હસવું, બોલવું, મૈથુન કરવું, કસરત કરવી, વગેરે ક્રિયાઓનું તેની ટેવ હોય તો પણ અતિ સેવન ન કરવું.

અહિત ( નુકશાન કારક )ની ટેવ હોય તો પણ તેને છોડી દેવું. ટેવ ન હોય તો પણ હિતકારકનું ધીમે ધીમે સેવન કરવું. પણ આ ફેરફાર એકદમ ન કરવો. એક એક અંશ ( ચોથો કે સોળમો ભાગ ) વધારવો કે ઘટાડવો.

માથું નીચું રાખીને ન સુવું, ફુટેલા ઠામમાં કે ખોબામાં પાણી ન પીવું, ટાણે, હિતકારક, સ્નિગ્ધ અને મધુર વધારે હોય એવો, થોડો (માપસર) આહાર વૈદ્યની નજર નીચે લેવો.

ગામનું, ગણનું, ગણિકાનું દુકાનદારનું, શત્રુનું, શઠનું અને પતિતનું ભોજન ન ખાવું, જેનાં રૂપ, રસ, ગન્ધ સ્પર્શ કે શબ્દ અનિષ્ટ હોય, તથા અનિષ્ટ માનસવાળું ( અનિષ્ટ માનસનો અર્થ અણગમતા મનથી આપેલું એવો લાગે છે, અનિષ્ટ શબ્દ એટલે જે અન્નનો વાચક શબ્દ અપ્રિય હોય તે એમ ટીકાકાર અર્થ કરે છે. ) અન્ન ન ખાવું.

ઘણાઓએ મળીને આપેલું અન્ન ન ખાવું, માંખી કે વાળવાળું અન્ન ન ખાવું, પગ ધોયા વગર ન જમવું, ઝાડા પેશાબની હાજત હોયને ન જમવું,

સંધ્યા વખતે ન જમવું, આસન વગર ન જમવું, જમવાનો વખત થઈ ગયા પછી ન જમવું, અતિ ઓછું કે અતિ વધારે ન જમવું, અને જેમાંથી સ્નેહ (ઘી તેલ) કાઢી લીધેલ હોય તેવું અન્ન ખાવું નહિ.

પાણીમાં પોતાનું પ્રતિબિંબ જોવું નહિ, નગ્ન શરીરે પાણીમાં ન પડવું, રાતે દહીં ન ખાવું, ઘી કે સાકર વગર ન ખાવું, મગના પાણી વગર દહીં ન ખાવું, મધ વગર દહીં ન ખાવું, ઉનું દહીં ન ખાવું, આમળાં વગર દહીં ન ખાવું.

ઘૃત કે મધનું અતિ સેવન કરવું નહિ, કોઈનું જામીન પડવું નહિ, કોઈનું સાક્ષી થવું નહિ. સભામાં વાદિત્ર વગાડવા ન બેસવું.

માળા, છત્રી, જોડા, સોનું ( ઘરેણું ) અને જૂનાં કપડાં, બીજાએ પ્હેરેલાં ન પહેરવાં, ઉચ્છિષ્ટ શરીરે બ્રાહ્મણને, ગાયને અને અગ્નિને સ્પર્શ ન કરવો.

સદ્‌વૃત્તનો આ સાર કહ્યો છે, અસત્ પુરૂષોને આરોગ્ય, આયુષ્ય કે અર્થ પ્રાપ્ત થતાં નથી.

( શ્લો. ૧૦૦ )

ઝાડો, પેશાબ, મૈથુન અને આહાર વખતે માણુસે એમાં જ મન રાખવું, અને ડાહ્યા માણુસે રોગની બીક રાખીને શરીર કે મનની પીડા ન વ્હોરવી.

(અ. ૨૪ શ્લો. ૧૧૦)

મનને વશ રાખનાર માણુસે અતિ સ્ત્રી સંયોગથી પોતાની રક્ષા કરવી.

( એજન ૧૧૧ )

માણુસે બીજી ઋતુઓમાં ત્રણ ત્રણ દિવસે સ્ત્રી સંયોગ કરવો અને ઉનાળામાં ૧૫, ૧૫ દિવસે; રજસ્વલા સાથે, કામ વાસના વગરની સાથે, ગંદી સ્ત્રી સાથે અપ્રિય સ્ત્રી સાથે, પોતાથી ઉંચા વર્ણની સ્ત્રી સાથે, મોટી ઉમ્મરની સ્ત્રી સાથે, રોગીષ્ટ સ્ત્રી સાથે, ઓછા અંગવાળી સ્ત્રી સાથે, ગર્ભિણી સ્ત્રી સાથે, જેના ઉપર દ્વેષ થાય તેવી સ્ત્રી સાથે, યોનિદોષવાળી સ્ત્રી સાથે, સગોત્ર સ્ત્રી સાથે, ગુરૂ પત્ની સાથે, તથા સન્યાસિની સ્ત્રી સાથે સંયોગ ન કરવો. અગમ્ય સ્ત્રી સાથે સંયોગ ન કરવો, સંધ્યા વખતે તથા પર્વના દિવસોમાં, ગાયો છુટવાના વખતે, મધરાતે અને મધ્યાહ્ન સમયે સ્ત્રી સંયોગ ન કરવો, જ્યાં શરમ આવે એવા સ્થાનમાં તથા ઉઘાડા સ્થાનમાં ન કરવો. અશુદ્ધ હોઇને મૈથુન ન કરવું.

( એજન ૧૧૩ થી ૧૧૭ )

ભૂખ્યા માણુસે, રોગી માણુસે, ક્ષુબ્ધ ચિત્તવાળાએ, ઝાડા પેશાબની હાજત થઇ હોય તેણે, તરશ્યા માણુસે તથા અતિદુબળા માણુસે મૈથુન ન કરવું.

( એજન. ૧૧૮ )

પશુ યોનિમાં તથા યોનિ વગરના સ્થાનમાં (ગુદા વગેરેમાં) વીર્યોત્સર્ગ કરવો નહિ, બળવાન્ માણુસે પણુ ખરાબ યોનિમાં મૈથુન ન કરવું. વધારે પડતો વ્યવાય કરવો નહિ, મુષ્ટિ મૈથુન કરવું નહિ×

વિપરીત રતિનું, પોતાનું હિત ઇચ્છનાર બુદ્ધિમાન માણુસે ક્રીડામાં પણુ સેવન ન કરવું.

(એજન ૧૧૯-૧૨૧)

બ્હાર નીકળવા માંડેલું શુક્ર મોહથી રોકવું નહિ.

(એજન ૧૩૦)

(રજસ્વલા ગમન વગેરે જેની ઉપર ના પાડી છે તેથી શું શું રોગ થાય છે તે કહેનારા શ્લોકો છોડી દીધા છે.)



× સુશ્રુતમાં **मूर्धावरण** શબ્દ છે, જેનો અર્થ સ્પષ્ટ નથી. ટીકાકારે કપાળ ગુહ્યઅંગથી ઢાંકવું એવો અર્થ કર્યો છે. અને સુશ્રુતના ભાષાંતરકાર શાસ્ત્રીજી કાલિદાસ ગોવિંદજીએ કરેલો અર્થ ઉપર આપ્યો છે. ડલ્હણ **मूर्धाहनन** એવો પાઠ પણુ આપે છે. વૃદ્ધ વાગ્ભટ સૂત્ર સ્થાન અ. ૯ માં આ પ્રકરણુ છે તે જોતાં તેણે **मूर्धाहनन** પાઠ લીધો લાગે છે. માથા વગેરેમાં ક્રીડા સમયે મારવાનો રિવાજ કામસૂત્રમાં પણુ મળે છે.

# અષ્ટાંગસંગ્રહોક્ત[1] સદ્વૃત્ત

કપડાં જૂનાં મેલાં લાલ કે બહુ ભપકાબંધ ન પહેરવાં, માળા લાંબી ન પહેરવી, બ્હાર ન પહેરવી અને કમળ શિવાય બીજી માળા લાલ હોય તો ન પહેરવી.[2]

માથા ઉપર કપડું ન વીંટવું. (ચતુષ્પથ વગેરેમાં રાતે ન ફરવાનો ઉપદેશ તો ચરકે આપ્યો છે પણ મધ્યાહ્ને અને સંધ્યાકાળે પણ ન ફરવાનું અષ્ટાંગસંગ્રહે ઉમેર્યું છે.)

ચતુષ્પથને તથા જાણીતી વનસ્પતિને નમસ્કાર કરવા.[3]

ગાંડાં, રોગી, નિન્દિત, વશમાં ન રહે એવાં, ભૂખ્યાં, તરસ્યાં, પૂંછડાં કપાયેલાં અને કાણાં પશુઓ વડે મુસાફરીએ ન જવું;[4] ગાયની પીઠ ઉપર ન જવું,[5] પરોઢીયે બહુ વ્હેલું ન નીકળવું, સાંજે મોડું ન ચાલવું, સૂર્ય માથા ઉપર હોય ત્યારે મુસાફરી ન કરવી,[6] સાથે પાણી લીધા વગર મુસાફરી ન કરવી, અતિ ઉતાવળું ન ચાલવું, બધો વખત ચાલ્યા જ ન કરવું,[7] શત્રુ સાથે ન ચાલવું, અજાણ્યાં માણસો સાથે ન ચાલવું, એકલા ન ચાલવું તથા અધાર્મિક માણસો સાથે ન ચાલવું.[8] (અષ્ટાંગસંગ્રહની મુસાફરી માટેની આ સૂચનાઓ ચરક, સુશ્રુત કે અષ્ટાંગ હૃદયમાં નથી.)

---

૧ ચરક, સુશ્રુત અને અષ્ટાંગ હૃદયમાં ન મળતાં અષ્ટાંગ સંગ્રહનાં વચનો અહીં મોટે ભાગે ઉતાર્યાં છે, અને ધર્મશાસ્ત્રમાંથી સમાનાર્થ વચનો ટિપ્પણીમાં ઉતાર્યાં છે.

૨ न रक्तामगन्धां स्रजमाबध्नीयात् अन्यत्र कांचनकमलकुवलयेभ्यः।
हारीत.

३ चतुष्पथं नमस्कुर्यात् प्रज्ञातांश्च वनस्पतीन् ॥
मार्कंडेय.

४ नाविनीतैर्व्रजेद्धुर्यैर्न च क्षुद्व्याधिपीडितैः।
न भिन्नशृंगाक्षिखुरैर्न वालधिविरूपितैः॥
मनु ४-६७.

५ गवां च यानं पृष्ठेन सर्वथैव विगर्हितम्।
એજન ૭૨.

६ नातिकल्यं नातिसायं नातिमध्यंदिने स्थिते।
એજન ૧૪૦.

७ नासंनिहितपानीयं नातितूर्णं न संततम्।
विष्णुस्मृति.

८ नाज्ञातेन समं गच्छेन्नैको न वृषलैः सह॥
मनु ४-१४०.

नाधार्मिकैः सार्धं न द्विषद्भिः।
विष्णुस्मृति.

રોગી, વૃદ્ધ, સ્ત્રી, ભાર ઉપાડનાર, ચક્રી અને બ્રાહ્મણને માર્ગ આપવો.[1] પોતાના ઘોડાં, બળદ વગેરેને ન્હવરાવ્યા ખવરાવ્યા કે પાણી પાયા પ્હેલાં જાતે સ્નાન ભોજન ન કરવું કે પાણી ન પીવું. ( રસ્તામાં માર્ગ આપવાની તથા આ બન્ને મુસાફરીને લગતી જ સૂચના છે ).

ઢેફાંથી કે ફળથી ઝાડમાંથી ફળને ન પાડવું,[2] કોઇ રોકે તો તેના ઘરમાં ન જવું, દ્વાર શિવાય બીજેથી ન જવું, ( કોઈના ઘરમાં ) આસન ઉપર પોતાની મેળે ન બેસવું, પારકે ઘેર ઉંઘતા માણસને ન જગાડવો, હાથ, વાણી, પગ, દૃષ્ટિ, ઉપસ્થ અને પેટની ચપળતા ન આચરવી.

હજામત પોતાને હાથે ન કરવી, દાંતથી વાળ ન તોડવા, હજામત કરીને ન્હાવું, કાંઠા ઉપર ઉભા રહીને પાણીમાં ન જોવું, નાહ્યા પછી ડીલે હાથ ન ભુંસવા, ભીને ડીલે જ ધોયેલાં કપ ાં તથા પાવડી પહેરવી. નાહ્યા પછી તેલ કે ચરબીનો સ્પર્શ ન કરવો, સુવા વખતે, બ્હાર નીકળતી વખતે અને દેવતા પૂજનમાં જુદાં જુદાં કપડાં પહેરવાં, પોતાને માટે અન્ન ન રાંધવું, સૂર્ય આથમ્યા પછી તેલની કોઈ ચીજ ન ખાવી.[3] જમીને તરત મહેનત ન કરવી, નિષિદ્ધ ( ધર્મશાસ્ત્રથી ) સુખ ન ભોગવવું.

દિવસનો મધ્યભાગ, જેમાં ધર્મ મુખ્ય હોય એવી, અર્થને લગતી, અને ત્રણે ગુણવાળી કથાઓ વડે ઇષ્ટ મિત્રો તથા શિષ્ટ પુરૂષો સાથે વીતાવવો. જેનો લોકો દ્વેષ કરતા હોય તેની સાથે પરિચય ન રાખવો ( રાજદ્વિષ્ટ તથા નાસ્તિક સાથે પરિચય ન રાખવાનું ચરકે તથા અષ્ટાંગ હૃદયકારે કહ્યું છે પણ અષ્ટાંગસંગ્રહકારે લોક વિદ્વિષ્ટને ઉમેર્યો છે. )

વિદ્યા શિવાય બીજી વાતમાં સંતોષી રહેવું, વિદ્યામાંજ કુતૂહલ રાખવું,
ક્ષુદ્રવૃત્તિ ન રાખવી, ગંભીર થાવું, સાદી વાતમાં અનુમતિ આપવી.

પોતાનો દ્રોહ કરનાર, મર્યાદા વગરના, મૂઢ, જેણે સત્પુરૂષોનો માર્ગ છોડી દીધો છે એવા—નરકના અગ્નિના બળતણરૂપ માણસ ઉપર સારી પેઠે અનુકંપા રાખવી.

---

१ चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः ।
स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥
मनु २—१३८.

२ नेष्टकाभिः फलानि पातयेत् न फलेन फलम् ।
वसिष्ठ.

३ सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमयं प्रति ।
मनु ४—७६.

ધર્મવાળું અને અર્થવાળું વચન બોલવું ( સત્ય, પ્રિય, હિતકારક અને થોડું બોલવાનું તો ચરક વગેરે પેઠે અષ્ટાંગસંગ્રહકારે પણ કહ્યું જ છે. )

પોતાનો તિરસ્કાર ન કરવો,[૧] પોતાની સ્તુતિ ન કરવી, પોતાને પીડા ન આપવી, ચારિત્ર્યમાં, પૈસામાં, અંગબળમાં, કે વિદ્યામાં પોતાથી ઉતરવાનો તિરસ્કાર ન કરવો,[૨] કોઇના મર્મને પીડા ન કરવી,[૩] ક્રૂર ન થવું, તીક્ષ્ણ ન થવું, બહુ તાપ ન બતાવવો, બીજા ઉપર દંડ ન ઉપાડવો, અને ક્રોધમાં આવીને કોઇને દંડ મારવો નહિ. માત્ર હિત મનમાં રાખીને શાસન યોગ્ય પુત્ર કે શિષ્યને મારવું પડે તે જુદી વાત.[૪]

નાચ, વાદિત્ર, ગીત વગેરે ક્રિયા ખૂબ ન કરવી,[૫]
નાભિની ઉપરના ભાગને નાભિની નીચે પ્હેરવાના કપડાથી સ્પર્શ ન કરવો.
મૈથુન કરીને ગુહ્યભાગ ધોવા વગેરેની ક્રિયામાં વાર ન લગાડવી.

પોતાનું માથું બે હાથે ન ખંજવાળવું.[૬] પગ ઉપર પગ ન રાખવો, પગથી પગે ન ખંજવાળવું,[૭] કાંસાના વાસણમાં પગ ન ધોવરાવવા[૮] બેઠાં બેઠાં કપડાં ન પહેરવાં.

બરાબર ન પ્રગટેલા અગ્નિની ઉપાસના ન કરવી, પવનની દિશામાં ઉઘાડે શરીરે તથા થાકીને અગ્નિ પાસે ન બેસવું. અગ્નિને વીખેરવો નહિ કે પગથી ખસેડવો નહિ.

નિન્દિત વસ્તુને, ઝાડા પેશાબને, અસ્વચ્છ અરીસાને, તપતા સૂર્યને,

---

१ नात्मानमवमन्येत मनु ४—१३७.

२ हीनाङ्गानतिरिक्तांगानृविद्याहीनान्वयोधिकान्
रूपद्रविणहीनांश्च जातिहीनांश्च नाक्षिपेत् ॥
એજન ૪—૧૪૧

३ न कंचिन्मर्मणि स्पृशेत् । या. स्मृति.

४ द्वेषं स्तम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत् । परस्य दण्डं नोद्यच्छेत्क्रुद्धो नैनं निपातयेत् ॥ अन्यत्र पुत्राच्छिष्याद्वा ।
मनु ४—१६४.

५ न नृत्येन्नैव च गायेन्न वादित्राणि वादयेत् ।

६ न संहताभ्यां पाणिभ्यां कण्डूयेतात्मनः शिरः ।
मनु ४—८२.

७ पादं पदा च नाक्रामेत् । मार्कंडेय.
घर्षयेन्न पदा पदम् । देवल.

८ न पादौ धावयेत्कांस्ये कदाचिदपि भाजने ।
मनु ४—६५.

સૂર્યના પ્રતિબિમ્બને, અસ્ત થયેલા સૂર્યને,[1] અથવા કપડું આડું રાખીને સૂર્યને ન જોવો.[2]

ક્રોધમાં આવેલા ગુરૂનું મોઢું ન જોવું,[3] પેશાબ કરતી સ્ત્રીને ન જોવી, રજસ્વલા સ્ત્રીને ન જોવી, નગ્ન સ્ત્રીને ન જોવી, બીજાના સંગમાં રહેલી સ્ત્રીને ન જોવી,* પોતાની પત્નીને પણ બગાસું ખાતી, ભોજન કરતી, ઉંઘતી, છીંક ખાતી, તથા ખરાબ આસન ઉપર બેઠેલી ન જોવી.[4]

ઈર્ષ્યા કર્યા વગર પત્નીને સાચવવી, વ્યભિચારી પત્નીને પોતાના ઘરમાં ન રાખવી. ઉચ્છિષ્ટે તારાઓને, રાહુને, ચંદ્રને તથા સૂર્યને જોવા નહિ, ઉચ્છિષ્ટ હોઇને ક્યાંય જવું નહિ, અધ્યયન કરવું નહિ, ઉંઘવું નહિ તથા માથાને ન અડવું. સૂર્ય અને ચંદ્ર બીજાને ન બતાવવા. ( સુશ્રુતે મનુને અનુસરી વાછડાંને ધવરાવતી ગાયને, ઇન્દ્ર ધનુષ્યને તથા ઉલ્કાપાતને બીજાને ન દેખાડવાનું કહ્યું છે તેમાં સૂર્ય અને ચંદ્રનો અષ્ટાંગ સંગ્રહે ઉમેરો કર્યો છે. )

દેવતા પૂજન વખતે બીજું કામ ન કરવું, વર્ષાદ આવતો હોય ત્યારે દોડવું નહિ,[5] પખવાડીઆંની કઇ તિથિ છે તે ન કહેવું, નક્ષત્રો ન કહેવાં,[6] પોતાના જન્મ વખતનું લગ્ન નક્ષત્ર વગેરે ન કહેવું, ઘરનો દોષ ન કહેવો.

વાસ્તુવિદ્યાથી નિન્દિત ઘરમાં એક દહાડો પણ ન રહેવું, જ્યાં બહુ રોગો થતા હોય એવા દેશમાં ન રહેવું, જ્યાં વૈદ્ય ન હોય, જ્યાં કોઇ નાયક (નેતા) ન હોય તે દેશમાં ન રહેવું, જ્યાં ઘણા અધર્મી માણસો રહેતા હોય, જ્યાં કોઇ ( શત્રુઓ ) ચડી આવતા હોય ત્યાં ન રહેવું.[7]

જ્યાં પુષ્કળ પાણી હોય, પુષ્કળ ઓષધો હોય, સમિધ, ફુલ, ખડ, અને બાળવાનાં લાકડાં પુષ્કળ મળતાં હોય, સુકાળ હોય, આરોગ્ય હોય,

---

१ नेक्षेतोद्यन्तमादित्यं नास्तंयान्तं कदाचन नोपसृष्टं न वारिस्थं न मध्यं नभसोगतम् ॥ मनु ४—३७.

२ नादित्यमीक्षेत वाससातिरोहितम् विष्णुस्मृति.

३ न कुद्धस्य गुरोर्मुखमीक्षेत. विष्णुस्मृति.

* नेक्षेतार्कं न नग्नां स्त्रीं न च संसृष्टमैथुनाम्

याज्ञवल्क्य अ. १—१३५.

४ ...नैनामीक्षेत चाश्नतीम् । क्षुवन्तीं जृम्भमाणां च नचासीनां यथासुखम् । नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् ॥ न पश्येत्प्रसवन्तीं च

मनु ४—४3, ४४

५ न प्रधावेच्च वर्षति मनु ४—३८.

६ तिथिं पक्षस्य न ब्रूयान्न नक्षत्राणि निर्दिशेत् । उशना

७ नाधार्मिके वसेद्ग्रामे न व्याधिबहुले भृशम् । नाधार्मिकजनावृते

मनु ४—६०, ६१.

જ્યાં આસપાસ રમણીય પ્રદેશ હોય, અને જે પંડિતોથી શોભાયમાન હોય તે શહેરમાં રહેવું.

માણસ, દેવતા, સિદ્ધો અને શાસ્ત્રોની જુગુપ્સા કર્યા વગર, ત્રિવર્ગ ( ધર્મ, અર્થ અને કામ ) ના આધાર થઇને, લોકોના પણ યથાયોગ્ય આધાર થઈને, દશ ધર્મ માર્ગોની રક્ષા કરીને તથા આભ્યંતર શત્રુઓને જીતીને રહેવું ( દશ ધર્મ માર્ગોનો અર્થ હિંસા વિગેરે કાયિક, માનસિક અને વાઙ્મય પાપોના ત્યાગ રૂપ ધર્મ એમ લાગે છે. )

બીજાને પીડા કરે એવી ક્રિયાથી લક્ષ્મી મેળવવાનો પ્રયત્ન ન કરવો, ધર્મથી મેળવેલ દાન આપવાનું ન બને તો બીલકુલ દાન ન આપવું એ સારૂં.

આ પ્રમાણે વર્તનાર સ્વર્ગ અને મોક્ષના વૈભવને વગર યત્ને પ્રાપ્ત કરે છે.

સાંજે થોડું તથા હિતકારક જમીને એકાગ્ર મનથી પવિત્ર થઈને, ઇશ્વરને તથા પોતાના આચરણને યાદ કરીને પથારીમાં પડવું.

ઘણા માણસોથી ભરેલા નહિ એવા અને પવિત્ર સ્થાનમાં, સારી રીતે પાથરેલ, જોઇએ તેટલાં મોટાં, સરખાં ( ઉંચાં નીચાં નહિ ), સુખકારક, ઓશીકાંવાળાં, ગોઠણ જેટલાં ઉંચાં, કોમળ અને સારાં પથારી તથા આસન રાખવાં.

પૂર્વમાં અથવા દક્ષિણમાં માથું રાખીને ગુરૂઓ તરફ પગ કર્યા વગર સુવું. સુવા બેસવાનું સ્થાન ઘરના પૂર્વ કે પશ્ચિમ ભાગમાં રાખવું.

પોતાને ફાવે તેમ વર્તનાર મૃત્યુથી પ્રતિક્ષણ બ્હીતા રહેનાર માણસે સાર વગરના આ શરીરમાંથી હમેશાં નીચેનો સાર ખેંચવો કે આરોગ્ય, વૈભવ, બુદ્ધિ, અવસ્થા, ધર્મ અને ક્રિયાવાળાને આયુષ્ય સુખરૂપ અને હિતકારક થાય છે, એથી વિપરીત સ્થિતિવાળાને નહિ.

પૃથ્વી ઉપર રાજા સર્વ તેજનું સ્થાન કહેવાય છે, માટે મનને બગાડયા વગર, ભક્તિથી રાજાની સેવા કરવી.

રાજાની સમીપમાં કેડ અને ગોઠણને ખેસ વીંટીને બેસવું નહિ, ભીંત વગેરેને ટેકો દઈને બેસવું નહિ, મશ્કરી ન કરવી, વિવાદ ન કરવો, થુંકવું નહિ કે બગાસું ન ખાવું, સ્વાભાવિકથી જરાયે વધારે હોય એવી કોઇ પણ ચેષ્ટા ન કરવી.

સત્ત્વાદિ ગુણની ભિન્ન ભિન્ન અવસ્થાઓ સારી રીતે વિચારીને પોતાનું હિત જેથી થાય તે આચરવું. તેમજ હિતના ઉપદેશો ( શાસ્ત્રો ) માં જે કાંઈ ( હિતકારક ) માર્ગ કહ્યો હોય તે ગ્રહણ કરવો.

આ રીતે સર્વ પ્રાણીઓના ઉપજીવ્ય ( આશ્રિત સરખું ) આચરણ રાખનાર, જેના મોટા ગુણોનો સમૂહ પ્રખ્યાત હોય એવો, દેવતાઓથી રક્ષાયેલો પુણ્ય કર્મવાળો, મોક્ષ—નિર્વાણ તરફ ગતિવાળો સુખી માણસ દેહનો નાશ થતાં સંતોષ પામે છે.

# અષ્ટાંગ હૃદયોક્ત સદ્‌વૃત્ત.



**અષ્ટાંગ હૃદય સૂ. અ. ૨ શ્લો. ૧૯ થી ૪૭**

પ્રાણી માત્રની સર્વ પ્રવૃત્તિઓ સુખ માટે હોય છે[1] અને સુખ ધર્મ વિના નથી મળતું માટે ધર્મ પરાયણ થવું.

સારા મિત્રોને ભક્તિથી સેવવા અને ખરાબથી દૂર રહેવું.

હિંસા, ચોરી, વ્યભિચાર ( ત્રણ કાયિક પાપ ) ચાડીઆપણું, કઠોરવાણી, અસત્ય, અસંબદ્ધ પ્રલાપ ( આ ચાર વાઙ્મય પાપ ) અને પારકી વસ્તુની સ્પૃહા, કોઇને નુકશાન કરવાનો વિચાર તથા મિથ્યા દૃષ્ટિ–નાસ્તિકતા ( ત્રણ માનસિક ) એ દશ પ્રકારનાં પાપ કર્મોને શરીર, વાણી અને મનથી છોડી દેવાં.[2]

ધંધા વગરનાં, રોગથી પીડાતાં તથા દુઃખી માણસોને યથાશક્તિ મદદ કરવી. કીટ કીડીથી આરંભી પ્રાણી માત્રને હમેશાં પોતાના જેવાં ગણવાં.

દેવ, ગાય, વિપ્ર, વૃદ્ધ, વૈદ્ય, રાજા અને અતિથીની હમેશાં પૂજા કરવી. માગણને પાછાં ન કાઢવાં, તેનો તિરસ્કાર ન કરવો કે તેના ઉપર આક્ષેપ ન કરવો. અપકાર કરનાર શત્રુ ઉપર પણ ઉપકાર કરવો. સંપત્તિ અને વિપત્તિમાં એક સરખું મન રાખવું, હેતુમાં ઈર્ષ્યા કરવી ફળમાં નહિ, વખત આવે ત્યારે હિતકારક, સાચું, મીઠું અને થોડું બોલવું. પ્હેલાં બોલનાર થવું, મોઢું હસતું રાખવું, સ્વભાવ સારો રાખવો, કરૂણાવાળી મૃદુ પ્રકૃતિ રાખવી. એકલા સુખ ન ભોગવવું. બધા ઉપર વિશ્વાસ ન રાખવો. બધા ઉપર શંકા ન કરવી.

પોતાનો કોઈ શત્રુ હોય તો તેની વાત ન કરવી. પોતે કોઈના શત્રુ હોઇએ તો તે પણ ન કહેવું, પોતાને થયેલું અપમાન ખુલ્લું ન કરવું, પોતાના શેઠની અકૃપા કોઈને ન કહેવી.

બીજાને ખુશી કરવામાં પંડિત થઇને, માણસનું મન જોઈને જે રીતે જે માણસ ખુશી થાય તે રીતે તેની સાથે વર્તવું.

ઇંદ્રિયોને અતિ કષ્ટ ન આપવું, તેમ તેઓને અતિ લાડ ન લડાવવાં. ધર્મ, અર્થ અને કામમાંથી એકેય જેનાથી ન સધાતો હોય એવું કામ ન કરવું અને જે કામ કરવું તે ધર્મ, અર્થ અને કામથી અવિરોધી હોવું જોઇએ, એ ધ્યાનમાં રાખવું.

---

૧ **सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ।**

**चरक सू. अ. २८ श्लो १२**

૨ અષ્ટાંગ હૃદયે આ શ્લોકો અષ્ટાંગ સંગ્રહમાંથી ઉતાર્યા છે, અને અષ્ટાંગ સંગ્રહે મનુ સ્મૃતિ ( અ. ૧૨ શ્લો. ૫ થી ૭ ) માંથી દશધા પાપનાં લક્ષણો લીધાં છે.

સર્વ આચારમાં વચલો રસ્તો પસંદ કરવો. વાળ, નખ અને દાઢી ટુંકાં રાખવાં, પગ અને મળનાં સ્થાનો સ્વચ્છ રાખવાં, હમેશાં ન્હાવાની ટેવ રાખવી, સુગંધી રહેવું, સારો, ઉદ્ધત ન લાગે તેવો તથા સ્વચ્છ વેષ રાખવો, રત્નો સિદ્ધ મંત્રો તથા પ્રભાવશાળી ઓસડ હમેશાં પાસે રાખવું, છત્રી ઓઢીને અને જોડા પ્હેરીને ચાર હાથ સુધી નજર રાખીને ચાલવું. રાતે ખાસ કામ હોય તો હાથમાં લાકડી રાખીને, માથે પાઘડી રાખીને તથા કોઇને સાથે લઇને બ્હાર નીકળવું.

ચૈત્યની, ધજાની, અને અશસ્ત–ચંડાળ વગેરેની છાયાને, રાખ, ફોતરાં અને અપવિત્ર વસ્તુને તથા કાંકરાં, ઢેફાં અને બલિદાનની જગ્યા તથા સ્નાન ભૂમિને* ઓળંઘવી નહિ.

હાથથી નદી તરવી નહિ, આગની સામે ન જવું, શંકાવાળા વહાણ ( રસ્તામાં બુડે એવા સંભવવાળા )માં ન બેસવું,[3] ઝાડ ઉપર ન ચડવું, ખરાબ વાહનમાં ન બેસવું, છીંક, હસવું તથા બગાસું ખાવું એ ક્રિયાઓ મોઢું ઢાંકયા વગર ન કરવી. નાકને ખોતરવું નહિ, અમથી અમથી જમીન ન ખોતરવી, હાથ પગ વગેરેથી અયોગ્ય ચેષ્ટા ન કરવી, ઉભડક ન બેસવું.

શરીર, વાણી અને મનની ચેષ્ટાઓ થાક લાગ્યા પ્હેલાં છોડી દેવી, ગોઠણ ઉભા રાખીને લાંબા વખત સુધી ઉભા ન રહેવું. રાતે ઝાડ પાસે ન રહેવું,[4] એજ રીતે તરભેટા પાસે ચાર માર્ગના સંગમ પાસે અથવા ચૈત્ય કે દેવમન્દિરમાં ન રહેવું અને વધસ્થાનમાં, જંગલમાં, ખંડેરમાં કે શ્મશાનમાં દિવસે પણ ન રહેવું.

સૂર્યને કોઇ રીતે ન જોવો, માથા ઉપર બોજો ન ઉપાડવો, સૂક્ષ્મ વસ્તુને તેજસ્વી વસ્તુને, અપવિત્ર વસ્તુને અને અપ્રિય વસ્તુને જોવી નહિ. દારૂનું વેંચાણ, દારૂની બનાવટ, દારૂનું દાન કે દારૂનું ગ્રહણ કાંઇ ન કરવું.[5]

---

* ચરક સુશ્રુત બેયના ઉપદેશનો સંગ્રહ કરવાની વાગ્ભટ્ટની પદ્ધતિ આ વચનમાં સ્પષ્ટ દેખાય છે. ભસ્મ, તુષ વગેરે સાથે બલિ ભૂમિનો ઉલ્લેખ સુશ્રુતે કર્યો છે. અને સ્નાન ભૂમિનો ચરકે કર્યો છે. વાગ્ભટ્ટે બેયનો સંગ્રહ કર્યો છે.

૩ **न बाहुभ्यां नदीं तरेत्**

**मनु** ૪–૭૭

**नावं च सांशयिकीं नाधिरोहेत् । वसिष्ठ ।**

અષ્ટાંગ હૃદયનો શ્લોક અષ્ટાંગ સંગ્રહમાંથી ઉતારેલો છે. અને અષ્ટાંગ સંગ્રહકારે ઉપલાં ધર્મશાસ્ત્રીનાં વચનોનો સંગ્રહ કર્યો છે.

૪ **रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ।**

**मनु ४. ७३**

૫ **मद्यविक्रयसंधानदानादि नाचरेत् । स्मृत्यन्तरम्**

(**या. स्मृ. अ. १** પા. **२२७**)

પૂર્વ દિશાનો પવન કે પૂર્વ દિશાનો તડકો સેવવાં નહિ, ધૂળ, ઝાકળ અને રૂક્ષ પવનનું સેવન ન કરવું, વાંકા શરીરે છીંક, ઓડકાર કે ઉધરસ ખાવાં નહિ તથા ઉંઘવું નહિ, ભોજન કરવું નહિ, તેમજ મૈથુન કરવું નહિ.

નદી કાંઠાના ઝાડની છાયામાં બેસવું નહિ, રાજાને જેના ઉપર દ્વેષ હોય તેનો ત્યાગ કરવો, વ્યાલ (ગાંડા હાથી વગેરે), દાઢવાળાં પ્રાણી અને શીંગડાંવાળાં પ્રાણીથી છેટે રહેવું.

પોતાથી ઉતરતા, અનાર્ય અને નિપુણની સેવા કરવી નહિ, પોતાથી ઉત્તમ સાથે વિરોધ ન કરવો.[૬]

સંધ્યા વખતે જમવું નહિ, સંગ ન કરવો, નિદ્રા ન લેવી, અધ્યયન ન કરવું તથા ચિંતન ન કરવું.

શત્રુનું, યજ્ઞનું, ગણનું, ગણિકાનું અને વેપારીનું અન્ન ન ખાવું, માણસો ભરેલાં સ્થાનમાં અન્ન ન ખાવું, ગાત્રથી, મોઢાથી કે નખથી વાદ્ય પેઠે અવાજ ન કરવો, હાથ કે વાળને હલાવવાં નહિ, બે પાણી, બે અગ્નિ અને બે પૂજ્યની વચ્ચેથી ન ચાલવું, શબનો ધુમાડો ન લેવો,[૭] મદ્યમાં અતિ આસક્તિ ન રાખવી, સ્ત્રીમાં બહુ વિશ્વાસ ન રાખવો અને સ્ત્રીને બહુ સ્વતંત્રતા ન આપવી.

સર્વ પ્રકારની ચેષ્ટામાં બુદ્ધિમાન્ માણસ માટે લોક જ આચાર્ય છે માટે લૌકિક વાતમાં ડાહ્યા માણસે લોકને જ અનુસરવું.

સર્વ પ્રાણી ઉપર દયાભાવ, દાન, શરીર મન તથા વાણીનો દમ અને પારકાનું કામ કરવામાં પોતાનું કામ છે એવી બુદ્ધિ એટલામાં સદ્‌વૃત્તની પર્યાપ્તિ થઇ જાય છે.

"હમણાં મારી શી સ્થિતિ છે? મારાં દિવસ અને રાત કેવી રીતે જાય છે" એ વિષે હમેશાં જાગૃતિ રાખનાર દુઃખી નથી થાતો. આ સદાચાર પાળનાર માણસ આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય યશ, અને શાશ્વત લોકને પામે છે.



૬ विरोधं नोत्तमैः गच्छेत् । विष्णुपुराण

૭ बालातपः प्रेतधूमो वर्ज्यं भिन्नं तथासनम् ।

मनु ४-६९

